# બાલ-વાડી

## ભાગ ૩ જો

(ત્રીજી આવૃત્તિ)

(ધોરણ ચોથા અને પાંચમા માટે)



૦-૪-૦

નવયુગ પ્રકાશન મંદિર—સુરત

સ્વર્ગસ્થ માતપિતાના
અમર આત્માને
ભક્તિભાવપૂર્વક સમર્પણ



કવિતા બાળકોને અને મોટા માણસોને પણ સ્વાભાવિક રીતેજ પ્રિય હોય છે, તેથી આ સંગ્રહોમાં કવિતાનું ધોરણ જાણી જોઈને ઉંચું રાખવામાં આવ્યું છે. ફૂલ-વાડી, કહેવતો, અને ઉખાણા એ સાહિત્યનાં અગત્યનાં અંગ છે. તેની થોડી વાનગી પીરસવામાં આવી છે. રસિક વિદ્યાર્થીઓ અને શિક્ષકો રસ લાગતાં વધારે ને વધારે સંગ્રહ સ્વપ્રયત્નથી કરી લેશે. કવિતાનું ધોરણ ઉંચું રાખેલું હોવાથી પહેલો ખંડ અંગ્રેજી પહેલા ધોરણ અને બીજો ખંડ બીજા ધોરણના વિદ્યાર્થીઓના ઉપયોગમાં પણ આવી શકશે. વળી આ વર્ષે તો બીજો ખંડ ગુજરાતીમાં છઠ્ઠા ધોરણના બાળકોને પણ નવીનજ હોવાથી ચલાવી શકાશે. આ સંગ્રહોની પ્રેરણા માટે શ્રી. દીક્ષિતનો અને કવિતાના લેખકોનો આભાર માનું છું. ફૂલ વાડીની ત્રીજી આવૃત્તિ કશા પણ ફેરફાર વગર પ્રગટ થાય છે.

ગાંધી દિવસ
૧૮ ૪ ૨૨ સુરત

કલ્યાણજી વિઠ્ઠલભાઈ

# બાલ-વાડી

## ભાગ ૩ જો

### ખંડ ૧ લો

[ ધોરણ ચોથા માટે ]

૧

### ઇશ્વરસ્તુતિ

( વસંતતિલકા )

નિદ્રા મહીં નહિ હતું તનભાન જ્યારે,
જેણે જુઓ પુરણ રક્ષણ કીધું ત્યારે;
તેને પ્રભાત સમયે પ્રથમે સ્મરૂં રે;
કાર્યો બધાં દિવસનાં પછીથી કરૂં રે. ૧

જીવોનું પાલન કરે પ્રીતથી સદા એ,
રે જીવ કાજ રચના જગની જણાયે;
તેજસ્વી સૂર્ય શશી+ નિત્ય પ્રકાશતા રે,
દે જીવને જીવન શક્તિ વધારતા રે. ૨

ટાળે તિમિર* ગગને ભમી દિન રાત,
આરામની નથી તહીં પળ એક વાત;

+ ચંદ્ર. * અંધકાર.

થાકયો બધા દિવસના શ્રમથીજ ÷ પ્રાણી,
રાત્રિ ભલી સુખ દીએ ભર નિંદ આણી. ૩
જો મેઘમંડળ કરે નિયમિત વૃષ્ટિ,
સંતોષ ને હરખ માંહી ફુલાઈ સૃષ્ટિ;
પૃથ્વી વનસ્પતિ વડે ધન ધાન્ય આપે;
પ્રાણી તણાં કઠિન કષ્ટ અનેક કાપે. ૪
શું આ સૃજ્યાં પવન પાવક* પાણી—ઈશે,
પ્રાણી તણું જીવન એ ત્રણ નિત્ય દીસે;
જો ચાકરી મનુષ્યની ત્રણને દીધી છે,
શું સુખ સાધન તણી રચના કીધી છે ? ૫
આહા ! પ્રભુ ! મનુષને મન બુદ્ધિ આપી,
સત્તા વડી સહુ જીવો પર તેની સ્થાપી;
એવું રૂડું સદિવ÷ પાલન જે કરે છે,
તેને ભૂલી નહિ ભજે જન પાપી તે છે. ૬
માગું સુબુદ્ધિ પ્રભુજી ! નીતિપંથ વાળો;
ભૂલાવતા સરવ સંશય મુજ ટાળો;
છે મુજ ધર્મ ગણી કામ બધાં કરૂં રે,
સદ્‌ભકિતથી પ્રભુ—તણા ચરણે ઠરૂં રે. ૭

મણુવચરામ

---

* અગ્નિ ÷ રાત—દિવસ.

૨

## ગુણવંતી ગુજરાત

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત!
નમીએ નમીએ માત! અમારી ગુણવંતી ગુજરાત; (ધ્રુવ)
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝુકી રહ્યાં અમ શિષ,
માત મીઠી તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ!
અમારી ગુણવંતી ગુજરાત! ૧
મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ,
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ!
અમારી ગુણવંતી ગુજરાત! ૨
સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત!
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત!
અમારી ગુણવંતી ગુજરાત!
ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય,
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય!
અમારી ગુણવંતી ગુજરાત! ૪
સર સરિતા રસભર અમીઝરણાં રત્નાકર ભરપૂર,
પુણ્યભૂમિ ફળફૂલ ઝઝુમી માત! રમે અમ ઉર!
અમારી ગુણવંતી ગુજરાત! ૫

હિંદુ, મુસલમીન, પારસી, સર્વે માત! અમે તુજ બાળ,
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા બહુ કાળ!
અમારી ગુણવંતી ગુજરાત! ૬
ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દે અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જય જયકાર!
અમારી ગુણવંતી ગુજરાત! ૭

ખબરદાર



૩

## સ્વદેશપ્રીતિ

(ભુજંગી છંદ)

ભલી ભાર્તભૂમિ વિષે રોજ રે'તો,
હશે કો બિચારો નથી જેહ કે'તો;
"ભલો દેશ મારો ભલી ભોમ મારી,
મને પ્રાણથી નિત્ય છે એજ પ્યારી." ૧
હશે મૂજી કો ભારતો ભૂમિ ભારે,
નથી દેશની દાઝ જેને લગારે;
સદા શુષ્ક હૈયું રહે વજ્ર જેવું,
કશું કેમ જાણે નથી લેવું દેવું. ૨
હશે તે કદાપિ બહુ લક્ષ્મીવાળો
વડો કેળવી રાજવી ને રૂપાળો;

તથાપિ ન તેને વિવેકી વખાણે,
ભરે પેટ તે કાગ કીડા પ્રમાણે. ૩
સ્વદેશી વડો દેશીનાં દુઃખ ટાળે,
હજારો જનોને સદા જેહ પાળે;
વળી લોકકલ્યાણમાં લાભ લેખે;
પુરા પ્રેમથી કોણ તેને ન પેખે? ૪
નથી વિદ્વતા વાપરી દેશ દાઝે,
નથી વાપરી પાઈ જો લોક કાજે;
નથી કામ કીધાં સ્વદેશાભિમાની,
વૃથા જન્મ ખોયો કરી શી કમાણી? ૫
વિદેશે વસીને ઘણો કાળ ગાળી,
સ્વદેશે ગયો જે ભલો ભાગ્યશાળી;
વિયોગી સગાં ભૂમિને ભેટી ભાવે.
કહો કોણને હર્ષનાં આંસુ નાવે? ૬
(ચોથી ચોપડી)

*

૪

## "સુખ દુઃખ મનમાં ન આણીએ"

(રાગ વેરાવળ)

સુખદુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથેરે ઘડીયાં,
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં. સુખદુઃખ

નળરાજા સરખો નર નહિ, જેની દમયંતી રાણી,
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળે અન્ન ને પાણી. સુખદુઃખ.
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી,
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી. સુખદુઃખ.
સીતા સરખી સતી નહિ, જેના રામજી સ્વામી,
રાવણ તેને હરી ગયો, સતી મહાદુઃખ પામી. સુખદુઃખ.
રાવણ સરખો રાજીયો, જેને મંદોદરી રાણી,
દશ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુટાણી. સુખદુઃખ.
હરિશ્ચંદ્ર રાય સતવાદીઓ, તારાલોચની રાણી,
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. સુખદુઃખ.
એ વિચારી હરિને ભજો, તે સાંયજ કરશે,
જુઓ આગે સાંય ઘણી કરી, તેથી અર્થજ સરશે. સુખદુઃખ.
સર્વ કોઈને જ્યારે ભીડ પડી, સમયા અંતરજામી.
ભાવટ ભાગી ભૂધરે, મહેતા નરસૈંને સ્વામી. સુખદુઃખ.

નરસિંહ મહેતા

*

૫

# કૃષ્ણ અને સુદામો

૧

## સુદામાનો સત્કાર

( રાગ મારૂ. )

સુતા શય્યાએ શ્રી અવિનાશ રે, અષ્ટ પટરાણીઓ છે બે પાસ રે,
એવે દાસી ધાતી આવી રે, જોઇ નાથે પાસે બોલાવી રે.

બોલી સાહેલી શિર નામી રે, દ્વારે આવ્યો કોઈ સ્વામી રે;
ન હોય નારદ અવશ્યમેવ રે, નહિ વસિષ્ઠ ને વામદેવ રે.
ન હોય દુર્વાસા ને અગસ્ત્ય રે, મેં તો ઋષિ જોયાછે સમસ્તરે;
નહિ વિશ્વામિત્ર કે અત્રિ રે, નથી લાવ્યો ચિઠ્ઠી કે પત્રી રે.
દુઃખી દરિદ્ર સરખો ભાસે રે, એક તુંબીપાત્ર છે પાસે રે,
પિંગળ જટા ભસ્મે ભરિયો રે, ક્ષુધા રૂપી નારીને વરિયો રે.
શેરીએ શેરીએ થોકાથોક રે, તેને જોવા મળ્યા બહુ લોક રે;
કહાવ્યું કરી પ્રણામ રે, મારૂં વિપ્ર સુદામો છે નામ રે.
એમ દાસી કહે કરજોડ રે, ખરો ખરો કહે રણછોડ રે;
મારો બાળસ્નેહી સુદામો રે, હું દુઃખીઆનો વિસામો રે.
ઉઠી ધાયા જાદવરાય રે, નવ પહેર્યાં મોજાં પાય રે;
પીતાંબર ભૂમિ ભરાય રે, રાણી રૂકિમણી ઉંચાં સ્હાય રે.
અતિ આનંદે ફૂલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે;
પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાય રે.
સ્ત્રીઓને કહી ગયા ભગવાનરે, પૂજાથાળ કરો સાવધાન રે;
હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો એ બ્રાહ્મણનું પુન્ય રે.
જે કોઈ નમશે એના ચરણ ઝાલીરે, તે નારી સહુપેં વા'લીરે;
તવ સ્ત્રી સહુ પાછી ફરતી રે, સામગ્રી પૂજાની કરતી રે.

સહુ કહે માંહો માંહે બાઈ રે, કુવા (
જેને શામળિયા શું સ્નેહ રે, હશે કંદર્પ સરખો દેહ રે.

લઈ પૂજાના ઉપહાર રે, રહી ઉભી સોળ હજાર રે;
બાઈ લોચનનું સુખ લીજે રે, આજ જેઠનું દર્શન કીજે રે.

ઋષિ શુકજી કહે રાય રે, શામળિયોજી મળવા જાય રે;
રુક્મિણીજીએ છુટી ચાલે રે, દીધી દોટ તે દીનદયાળે રે.

સુદામે દીઠા કૃષ્ણ દેવ રે, છૂટયાં આંસુ શ્રાવણ નેત્ર રે;
જુઓ કૌતક ચારે વર્ણ રે, ક્યાં આ વિપ્ર ક્યાં અશરણશર્ણ રે.
જુવે દેવ વિમાને ચડિયા રે, પ્રભુ ઋષિને પાયે પડીઆ રે;
હરિ ઉઠાડયા ગ્રહી હાથ રે, ઋષિજી લીધા હૈડા સાથ રે

મળ્યા જાદવ જોવા પૂંઠે રે, પ્રેમનાં આલિંગન નવ છુટે રે;
મુખ અન્યોઅન્ય જોયાં રે, હરિનાં આંસુ સુદામે લોયાં રે.
તુંબીપાત્ર ઉલાળીને લીધું રે, દાસત્વ દયાળે કીધું રે;
ઋષિ પાવન કર્યું મુજ ગામ રે, તમે પવિત્ર કર્યું રંક ધામ રે.

તેડી આવ્યા વિશ્વાધાર રે, મંદિરમાં હરખથી અપાર રે;
હસ્ત ઝાલી હરખે મુરારિ રે, જોઇ હાસ્ય કરે સહુ નારી રે.
ઘણું વાંકા બોલ્યાં, સત્યભામા રે, આવા ફુટડા મિત્ર સુદામા રે!
હરિ તેને ઉઠીને શું ધાયા રે, ભલી નાનપણાની માયા રે.

મળી જોવા સરખી જોડી રે, હરિને સોંધો અને સખોડી રે;
જો કોઈ બાળક બહાર નીકળશે રે, તે તો કાકાને દેખી છળશે રે.
તવ બોલ્યા રૂકિમણી રાણી રે, તમે બોલો છો શું જાણી રે;

વલણ.

શું બોલો વિસ્મય થઇ, હરિભક્તને ઓળખો નહિ;
બેસાડયા મિત્રને શય્યા ઉપર, ઢોળે વાયુ હરિ ઉભા રહી.

૨

### ગોઠડી

(રાગ મલાર)

ગોવિંદે માંડી ગોઠડી, કહોને મિત્ર અમારા,
સાંભળવા આતુર છું, સમાચાર તમારા.—ગોવિંદે૦
શે દુઃખે તમે દુબળા, એવી ચિંતા કેહી;
મન મૂકીને કહો મને, મારા બાળ સ્નેહી.—ગોવિંદે૦
પછી સુદામો બોલિયા, પ્રભુને શીશ નામી;
તમારૂં અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી.—ગોવિંદે૦
અમને તો દુઃખ વિજોગનું, નહિ પ્રભુજી પાસે
આજ હરિ તુંને જો મળ્યા, પિંડ પુષ્ટજ થાશે.—ગોવિંદે૦

[ રાગ સામગ્રી ]

પછી શામળિયો બોલીઆ, તને સાંભરે રે;
હાજી નાનપણાની પેર, મને કેમ વિસરે રે.
આપણ બે મહિના સાથે રહ્યા, તને૦
હાજી સાંદીપનિ ઋષિને ઘેર. મને૦

અન્ન ભિક્ષા માગી લાવતા, તને૦
હાજી જમતા ત્રણે ભ્રાત. મને૦
આપણ સુતા એક સાથરે, તને૦
સુખ દુઃખની કરતા વાત. મને૦
પાછલી રાતના જાગતા, તને૦
હાજી કરતા વેદની ધુન્ય. મને૦
ગુરૂ આપણા ગામે ગયા, તને૦
જાચવા કોઈક મુન્ય. મને૦
કામ દીધું ગોરાણીએ, તને૦
કહ્યું લઈ આવોને કાષ્ટ. મને૦
શરીર આપણાં ઉકળ્યાં, તને૦
હાજી માથે તપ્યો અરિષ્ટ. મને૦
સ્કંધે કહોવાડા ધર્યા, તને૦
ઘણું દૂર ગયા રણછોડ. મને૦
આપણે વાદ વધા ત્રણે બાંધવા, તને૦
હાજી ફાડ્યું મોટું ખોડ. મને૦
ત્રણે ભારા બાંધ્યા દોરડે, તને૦
હાજી આવ્યા ભારે મેહ. મને૦
શીતળ વાયુ વાયો ઘણો, તને૦
ટાઢે થરથર ધ્રુજે દેહ. મને૦

નદીએ પૂર આવ્યું ઘણું, તનેo
ઘન વરસ્યો મૂશળધાર. મનેo
એકે દિશા સુઝી નહિ, તનેo
થયા વીજતણા ચમકાર. મનેo
ગુરુજી ખોળવા નિસર્યા, તનેo
કહ્યું સ્ત્રીને કીધો તેં કેર. મનેo
આપણને હૃદયા શું ચાંપિઆ, તનેo
પછી તેડીને લાવ્યા ઘેર. મનેo
( સુદામા ચરિત્ર ) પ્રેમાનંદ

*

૬

## "નબળાપર ના હાથ ઉગામો"

નબળાપર ના ઉગામો, નહિ તેમાં જશ પામોરે—ટેક.
નબળાને સબળો સપડાવી કીર્તિ માને ભારેરે,
તે માને પણ લોક ન માને, શૂરજનો ધિક્કારેરે. નબળા. ૧
શૂર હોય તે શૂરને દેખે, રાજી ત્યારે થાયેરે,
પરાક્રમી વખણાયે જગમાં, છો કદી હારી જાયેરે. નબળા. ૨
શૂરની સામા જોઈ શૂરની, છાતી ઉંચે આવેરે,
કીર્તિની કલગીને માટે, લડે તે બને ભાવેરે. નબળા. ૩

હાથ કરે નબળાપર જે દ્ધા, પાપી તે કહેવાયે રે,
જગે જગે નાદાન ગણાયે, નામરદોજ મનાયે રે. નબળા. ૪
જાણી ગણી નબળાનું રક્ષણ, સબળે કરવું જોઇએ રે,
દુ:ખદેતો નબળો હોય નર્મદ, કર ન ઉપાડો તોયે રે. નબળા. ૫

કવિ નર્મદ

---

# હિતનાં વચનો

( હરિગીત )

હિત કહ્યું સૂણે ન કંઇ તે, બધિર સરખો જાણવો,
થાય સ્વાધીન ક્રોધને તે, આંધળા સમ માનવો;
સારૂં જે બોલી ન જાણે, મૂંગ સરખો ધારવો,
સારૂં માઠું ન સમજતાને, પશુ સમજી કહાડવો. ૧
તેજ મોટો જાણવો જે, નીત પર ઉપકારી છે,
ધીર તેને ધારવો જે, રણે નિર્ભય ભારી છે;
ધન જુવાની ઉંમર પર જે, નથી ભરોસો રાખતો,
ચતુર શાણો જાણનો તે, મનનો સુખી થતો. ૨
સાંભળી સ્તુતિ આપણીરે, ભૂલી ખાવી ના ખતા,
સ્વાર્થ સારૂ લોક લુચ્ચા, જૂઠ ઝાઝું બોલતા;
નિંદે કોઈ આપણે તો, લડવું નહિ તે સાંભળી,
પીઠ પાછળ લોક હલકા, ભૂંડું બોલે તે વળી. ૩

ગરીબ કોને જોઇ તેનો, અનાદર કરવો નહિ,
કોઈ કાળે આપણી પણ, રે દશા તેવી સહી;
હિતુ જનની શીખ કેરૂં, કટુ ભાષણ છે ખરૂં,
તોય તે હિતકાર માટે, વેર શું કરવા કરૂં. ૪

છાની વાતો આપણી તે, ભરોસે કહેવી નહિ,
સાચ સ્નેહી હોય તો વળી, ભરોસે કહેવી સહી;
આમદાની ખર્ચ લખવે, લોક સાવધ રેય છે,
વહેવારે શરમ રાખે, હાનિ હોરી લેય છે. ૫

લેવી નાના પાસથી પણ, ચાતુરીની વારતા,
પતે કજીઆ ઘેર મેળે, કાજી પાસે ના જતા;
ભૂંડું બોલો ના કદિ કો, મુએલાનું સર્વથા,
વૈરભાવ ન રાખવો ના ઉઘાડો છાની કથા. ૬

મીઠું જમવા જીભનેરે, ઝાઝી ટેવ ન પાડવી,
કોઇ કજીઆ હોરી લેવા, ડોકી બા'રે ન કાઢવી;
એક કામ પૂરૂં થયેથી, હાથ બીજે ઘાલવો,
બેની વાતોમાં ત્રીજાએ, ઝટ વિચાર ન આલવો. ૭

નર્મદ.

૮

# ઉત્તમ કુળ

( ચોપાઇ )

જે કુળમાં સંપૂરણ સંપ, જે કુળમાં જનને બહુ જંપ;
કરે સદા કીર્તિનાં કામ, ઉત્તમ કુળ તો એનું નામ.
ચોખ્ખાં ધારે અંગે ચીર, ભલુંજ જેનું મન ગંભીર;
તેવાં જન ઘર માંહી તમામ, ઉત્તમ કુળ તો એનું નામ.
ઉત્તમ ધંધો જે આદરે, દ્વેષ કલેશ થકી દીલ ડરે;
દેણું નહિ શિર એક દામ, ઉત્તમ કુળ તો એનું નામ.
અંતરમાં ન ધરે અભિમાન, કદી ધરે નહિ નિંદા કાન;
કરે નહિ દૂષણનું કામ, ઉત્તમ કુળ તો એનું નામ.
કદીયે ચડ્યું ન હોય કલંક, સત્યપણું પાળે નિઃશંક;
ધર્મતણું તે નિર્મળ ધામ, ઉત્તમ કુળ તો એનું નામ.
સુંદરીઓને મળતું સુખ, દેખે નહિ સ્વપ્નામાં દુઃખ,
ગુણીને બધું વખાણે ગામ, ઉત્તમ કુળ તો એનું નામ.
નામે ઉત્તમ કુળ તો ઘણાં, આ લક્ષણ ઉત્તમ કુળ તણાં,
દીલથી કહે છે દલપતરામ, ઉત્તમ કુળ તો એનું નામ.

દોહરા

સદ્‌વિદ્યા સદ્‌ગુણ સુધન સદાચરણ સુવિચાર;
ઉત્તમ કુળ તો એજ છે, જે ઘર સુખી નરનાર.

દલપતરામ

૯

# ગમાર

કરી ભરૂંસો કર્મનો, કહે થશે થાનાર;
આપ તજે ઉદ્યોગને, એ પણ એક ગમાર. ૧
તેલ તુલ્ય અંતર તપે, મૂકે વળી વઘાર;
બળતાને બાળે બહુ, એ પણ એક ગમાર. ૨
કરે વિચાર કર્યા વિના, અવસર વિરુદ્ધ ઉચાર;
સમય વિષે સમજે નહિ, એ પણ એક ગમાર. ૩
સહજ વાતમાં સર્વપર, ખોટો રાખે ખાર;
વેર વધારે વિશ્વમાં, એ પણ એક ગમાર. ૪
નિજ દુર્ગુણ દેખે નહિ, પરનિંદાપર પ્યાર;
છિદ્ર ઉઘાડે અવરનાં, એ પણ એક ગમાર. ૫
છત ઝાઝી ઘરમાં છતાં, નામ ધરે નાદાર;
કૃપણપણું પોતે કરે, એ પણ એક ગમાર. ૬
ઘરધણીઆણીથી લડી, બાળી દે ઘરબાર;
વિમાસણ વળતી કરે, એ પણ એક ગમાર. ૭
સમજે જે જન સર્વથી, હુંજ ઘણો હુશિયાર;
પછી ન પૂછે કોઈને, એ પણ એક ગમાર. ૮
કરે ખુશામતખોર જન, વખાણ વારંવાર;
સાચું માને સર્વ તે, એ પણ એક ગમાર.

આગળ કહે અમીર તું, પાછળ કહે કુંભાર;
એવાને નવ ઓળખે, એ પણ એક ગમાર. ૧૦
ઉપજ ખરચના આંકનો, શોધે નહિ સુમાર;
વણ લેખે ધન વાવરે, એ પણ એક ગમાર. ૧૧
પ્રથમ ચઢાવી પુષ્પ ને, છેવટ છાંટે છાર;
ધમ્યું કનક ધૂળે ધરે, એ પણ એક ગમાર. ૧૨
ઉધમને અળગો ધરી, જઈને રમે જુગાર;
ઈચ્છે ધન એમાં થકી, એ પણ એક ગમાર ૧૩
પ્રભુકરૂણાથી પૃથ્વીપર, થઈ સૂઓ સરદાર;
આશિષ લે નહિ અવરની, એ પણ એક ગમાર. ૧૪
ઉપકારી જનનો કદી, ઉર ન ધરે આભાર;
દુનીઆમાં દલપત કહે, એ પણ એક ગમાર. ૧૫

દલપતરામ

*

૧૦

## 'જીવ્યાથી જોયું ભલું'

[સોરઠ]

દેશાટન દિલદાર, વિચરી વિશ્વમાં કર;
સાંપડશે સુખ સાર, જીવ્યાથી જોયું ભલું.

અવલોકન ક્યમ થાય, વિદેશમાં વિચર્યા વિના;
ભૂગોળ ક્યમ જણાય, જીવ્યાથી જોયું ભલું.
જાત જાતના વેશ, જનો જનાવર જુજવાં;
વાણી ને વળી વેશ, જીવ્યાથી જોયું ભલું.
પંડિત ને વળી પાન, વિદેશને વેઠયા વિના;
જણાય નહિ ગુણવાન, જીવ્યાથી જોયું ભલું.
જગદીશની જમીન, સ્વદેશ તેમ વિદેશની;
ભાસે કદી ન ભિન્ન, જીવ્યાથી જોયું ભલું.
સહવાસે સમજાય, અંતઃકરણ અનેકનાં;
પાકો અનુભવ થાય, જીવ્યાથી જોયું ભલું.
મિત્રો મળે અનેક, ગુણ લેવા દેવા બંને;
વપુમાં વસે વિવેક, જીવ્યાથી જોયું ભલું.

કવિ ગુલાબી.

૧૧

## ભવિષ્યના નાગરિકો

(સવૈયા)

૧લો છોકરો—

ગણેશ બાબડો બહાદૂર જ્યારે, કામ કરીશ શું શું ત્યારે?
મોટો ખેડુત થઇ ખેડીશ હું, જમીન બહુ સારી સારી;
નવા પાક નિપજાવી લાવીશ, દોલત બહુ આણધારી—થઈશ.

૨જો:—

કામ શીખીને સૂથારનું હું, આગબોટ બાંધીશ હું;
દેશ દેશ ફરે મુજ વહાણો, શક્તિ એવી સાધીશ હું—થઈશ.

૩જો:—

થઈશ મોટા વેપારી હું તો, આગબોટ બાંધી પરદેશે;
દુનીઆની દોલત ઉથલાવીશ, ધન્ય ધન્ય સહુ કહેશે થઈશ.

૪થો:

વૈદ્ય, હકીમ કે દાકતર થઈને, રોગ તણી જડ કાઢું:
જગત મહીં આરોગ્ય પ્રસારી, દુઃખ તિમિર હણું ગાઢું થઈશ.

૫મો:—

શોધક બની ને નવી નવી શોધો, જગત મહીં ફેલાવું;
સ્વર્ગ તણી સુખ સંપતને, આ જગત પરે લાવું—થઈશ.

૬ઠો:—

ભૂગર્ભશાસ્ત્રી બનીને મોટો, પૃથ્વી તાગું પેટ ખોળું;
જમીન ઉપર ખૂટતાં સાધનનું, ક્ષેત્ર બતાવું બહોળું-થઈશ.

૭મો:—

મોટો રાજપુરૂષ બની હું, રાષ્ટ્રીય ઐક્ય વધારૂં;
રાજ્યોના વિખવાદ મટાડી, જગમાં શાંતિ પ્રસારૂં- થઈશ.

૮મો:—

શિક્ષક, કવિ; ફિલસુફ બનીને, જ્ઞાન પ્રસારીશ જગમાં;
કરી મનુષ્યોનિવાસ પ્રભુતા, આંજીશ તેની ડગમાં-થઈશ.

હેમો:- -

જન્મભૂમિ દુ:ખીયાં માનવનો, સેવક નમ્ર બનું હું;
જુલ્મ અને અન્યાય અધર્મની, સામે ઝૂઝી મરીશ હું—થઇશ.

સર્વ સાથે:—

શક્તિ અને સંજોગ પ્રમાણે, જે કંઇ કાર્ય કરીશું;
તેને શ્રેષ્ઠ બનાવા માટે, કશાથીયે ન ડરીશું.
થાશું ભાયડા બહાદૂર અમે,
જોઇ રહેશો ત્યારે સહુ તમે.

નૂતનશ્રી.

*

૧૨

## ખલક ખેલ !

( મનહર )

કથરોટ કુંડાને કે', તારૂં મોઢું પો'ળું ઘણું;
એરણ કે' વેલણનો, માર ખાય આડણી !
ઉંટ કે' હાથીને તું—માં ખોડ તારી શૂંઢ વાંકી;
વાડ કહે વેલાને તું, પંથીને દુ:ખકારિણી.
જોજો રે તમાસો! ખેલ ખાસો આ ખલક વિષે;
કોડે કોડે કર્ણડાનાં, છિદ્ર ખોળે ચારણી.

મગનલાલ પુરૂષોતમદાસ

*

## ૧૩
# ઉંદરને

(ગઝલ)

ખણીને ખોતરી ખાધું, કર્યું આ ઘર બધું પોલું;
હવે કૈં રહેમ લાવીને, સિધાવો તો ઘણું સારૂં.
ન દીધાં'તાં નિમંત્રણ કૈં, વગર તેડયા ઘસી આવ્યા,
હવે સિધાવવા વિનતી સિધાવી જાવ એ મામા!
કરો બસ માફ હાવે તો, ઘણું વેઠયું અમે હદથી,
વધુ ના તાર ખેંચાશે ન તો જાશે નકી તૂટી.
ન ઘરનો એક ખૂણોયે તમે રાખ્યો સમો સાજો,
હતા કોઠાર ને ઢગ ધાન્ય તે ચોખ્ખા કર્યા સર્વે.
ન મૂકયાં અંગ વસ્ત્રોયે કરડવા તીવ્રદંતીજી!
છતાં જાણે પડ્યું ઓછું ફુંકીને દેહને કરડી!
અરે ભુંડા જરાયે તો, હૃદય કે ન્યાયને ધારો;
ન ખોદ્યા ખાળ તેનું તો, પ્રભુની બીક કૈં રાખો.
તમારા ત્રાસથી થાકી હવે તોબા કરૂં બાપુ!
ઉરે કૈં એમ આવે કે મીની માશી જઈ યાચું.
પરંતુ કાઢતાં બકરૂં, ઘુસે જો ઉંટ ડરૂં તેથી;
ઉભયનું હિત વિચારી સિધાવો છેલ્લી એ વિનતિ.

કલ્યાણજી.

## ૧૪
# અંધેરી નગરીનો ગંડુ રાજા

(ભૂજંગી)

પુરી એક અંધેરી ને ગંડુ રાજા,
ટકે શેર ભાજી ટકે શેર ખાજા;
બધી ચીજ વેચાય ત્યાં એક ભાવે,
કદી સારી ખૂરી ન વેચે વિવેકે.
તહાં જૈ ચઢયા બે ગુરૂ એક ચેલો,
ગયો ગામમાં માગવા શિષ્ય પેલો;
લીધી સુખડી હાટથી આપી આટો,
ગુરુ પાસ જઈને કહે ખૂબ ખાટયો.
ગુરૂજી કહે રાત રે'વું ન આંહી,
સહુ એક ભાવે ખપે ચીજ જયાંહી;
હશે ચોર ને શાહુનો ન્યાય એક,
નહિ હોય શિક્ષા ગુનાની વિવેક.
ન એ વસ્તીમાં એક વાસો વસીજે,
ચલો સદ્ય ચેલા જવું ગામ બીજે;
કહે શિષ્ય ખાવા પીવા ખૂબ આંહી,
તજી તેહ હું તો ન આવીશ ક્યાંહી.

ગુરૂએ બહુ બોધ દીધોજ ખાસો,
નહિ યોગ્ય રે'વું અહીં રાત વાસો;
ન માની કશી વાત તે શિષ્ય જ્યારે,
ગુરૂજી તજીને ગયા ગામ ત્યારે.
રહ્યા શિષ્યજી તો તહીં દિન ઝાઝા,
બહુ ખાઈ પીને થયા ખૂબ તાજા;
પછીથી થયા તેહના હાલ કેવા,
કહું છું હવે હું સુણો સર્વ તેવા

\+ + +

દોહરા

તસ્કર ખાતર પાડવા ગયા વણિકને દ્વાર.
તહાં ભીંત તૂટી પડી ચોર દબાયા ચાર.
માત પ્રભાતે ચોરની ગઈ કરવા ફરિયાદ,
શૂળી ઠરાવી શેઠને ડોસીની સુણી દાદ.
એવું ઘર કેવું ચણ્યું ખૂન થયાં તે ઠાર,
રાતે ખાતર ખોદતાં ચોર દબાયા ચાર.
વણિક કહે કડીઆ તણો એમાં વાંક અપાર,
ખરેખરી એમાં નથી મારી ખોડ લગાર.
કડીઆને શૂળી ઠરી વણિક બચ્યો તે વાર,
ચૂક ગારો કરનારની કડીએ કરી ઉચ્ચાર.

મારો કરનારો કહે પાણી થયું વિશેષ,
એ તો ચૂક પખાલીની મારી ચૂક ન લેશ.
પૂરપતિ કહે પખાલીને જો તું શૂળીએ જાય,
આજ પછી આ ગામમાં આવા ગુના ન થાય.
મુલ્લાં નિસર્યો મારગે મેં જોયું તે દિશ,
પાણી અધિક તેથી પડ્યું રાજા છાંટો રીસ.
મુલ્લાંજીને મારવાં કરી એવો નિરધાર,
શૂળી પાસે લઈ ગયા મુલ્લાંને તે વાર
ફુલ જાડું શૂળી તણું મુલ્લાં પાતળે અંગ,
એવી હકીકત ચાકરે જઇ કહી ભૂપ પ્રસંગ.
ભૂપ કહે શું ઘરધડી પૂછો આવી કોઈ,
શોધી ચડાવો શૂળીએ જાડા નરને જોઈ.
જોતાં જોતાં એ જડયો જોગી જાડે અંગ,
બહુ દિન ખાઇને બન્યો રાતે માતે અંગ.
શિષ્ય મુહત માગી ગયો ગુરૂ પાસે પસ્તાય,
ગુરૂએ આવી ઉગારીઓ અદ્દભુત કરી ઉપાય.
જોગી શૂળી પાસ જઇ કહે ભૂપ સુણ કાન,
આ અવસર શૂળીએ ચડે વેગે મળે વિમાન.

ચેલો બોલ્યો, હું જ છું એ ગુરુ કહે હું આપ,
અધિપતિ કહે ચઢીએ અમે પૂરણ મળે પ્રતાપ.
ગુરૂ, ચેલાને ગામથી પહોંચાડયા ગાઉ પાંચ,
રાજા શૂળી ઉપર રહ્યા અંગે વેઠી આંચ.
જહાં ભણેલ ન ભૂપતિ નીપજે એવા ન્યાય,
દેશ સુધારાની તહાં તો આશા શી થાય ?

દલપતરામ

*

૧૫

## " તહીં આ શિર ઝુકે છે "

[ ગઝલ ]

જહાં નિજ સ્વાર્થના બંધો તુટ્યા, જ્યાંહે ફકીરી છે;
સ્વીકારી સેવના જેણે, તહીં આ શિર ઝુકે છે.
ચઢે જે સાચને ટેકથી, મરે જે સાચને માટે;
અભય જે વીર સમળે છે, તહીં આ શિર ઝુકે છે.
ગણે ના ખોફ સત્તાનો, ગણે ના જે સ્તુતિ નિંદા;
ઝુઝે જે લોકના હિતે, તહીં આ શિર ઝુકે છે.
ભભૂકી દીનના દુઃખે, જીગરમાં હોળીઓ જેને;
મથે એ લ્હાય બુઝાવવા, તહીં આ શિર ઝુકે છે.
વિરોધી ને વિપત્તિનાં, ધસે બંડની સામે;
સમરમાં કેસરી ગાજે, તહીં આ શિર ઝુકે છે.

પ્રજા ને દેશની કીર્તિ, તણી જેને પુજારી છે;
ઉજાળે જન્મભૂમિને, તહીં આ શિર ઝુકે છે.
ટકાવા ટેક સ્વાભિમાન, આપે આહુતિ સહુની;
બિરદ જે મર્દનું ધારે, તહીં આ શિર ઝુકે છે.
ગણ્યું ઘર દેશને જેણે, કુટુંબી દેશીઓ માન્યા;
વહાવી પ્રેમની ધારા, તહીં આ શિર ઝુકે છે.
વિભૂતિ દેશને ચરણે, ધરી નિષ્કામ ભાવેથી;
કરે કુરબાની જીવનની, તહીં આ શિર ઝુકે છે.

કલ્યાણજી.

*

ૐ

## ઈશ્વર સ્તુતિ

[ પુનમ ચાંદનીને મળતો ]

તારો વાસ દીસે ભગવાન સ્થળે સ્થળે વિશ્વમાં રે.
રહેજો તેજ અનુપમ તુજ અમ અંતર માંહ્ય;
થાયે પ્રકાશ ઉજળો અન્ધકાર જતાં સહુ રે—તારો.
સુંદર તારકવૃન્દમાં, વિશાળ નભની માંહ્ય,
સરિતા ને સાગર વિષે, તારાં દર્શન થાય.
જ્યાં જ્યાં ફરીએ ત્યાં ત્યાં નિવાસ તુજ નજરે પડે રે,

દિવસે તેમજ રજની તિમિરમાં પણ તુજ ભાસ;
તારૂં સ્મરણ નિર્મળું, અમ હૃદયે નિત્યે રહો રે—તારો.
વિવિધ રંગ આ અવનિમાં, કેવળ અમે અજાણ,
કર પકડી કરૂણા કરી, બતાવજે સન્માર્ગ;
તારા સબળ શરણની, સહાય છે અમને ઘણી રે,
તેનો આશ્રય લઇને બજાવીએ નિજ ધર્મ;
નિશદિન થાય અમારૂં રહેવું તુજ સંગમાં રે—તારો.
સત્ય પ્રેમ ને શાંતિના રૂડાં સુખકર સ્રોત,
વહો નિર્મળ અમ જીવનમાં રહો ન ચિન્તે ક્ષોભ,
બની રહી શુદ્ધ, અમારાં હૃદય, નિત્ય તુજમાં વસો રે.
તજીએ તુજ કરૂણા થકી અહંભાવ વિચાર,
રહે નહિ 'તું' 'હું' ના કંઇ ભેદ એક બનીએ સદા રે—તારો.

ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ

*

૧૭

## ધણ

(આશો માસે શરદ પુનમની રાત જો-એ રાગ)

ઉગ્યો સૂરજ જો લીલુડા વનમાં રે,
ઉગ્યો ઉગ્યો સરવર-ગિરિવરને તટે.

જાગ્યાં ઘોર ઘટામાંનાં પંખેરૂં રે,
જાગ્યાં જાગ્યાં મેના, પોપટ મોરલા.
ધણ લઈને ચાલ્યા વન બાલ ગોવાળો રે,
ગાયો લઈ જાશે આઘી સીમમાં.
ફરતા ફાલ્યો આંબલિયાનો ફાલ રે,
શીળો છે સરવરિયા પરનો વાયરો.
ધણ ચરશે લીલમડું ઘાસ લવિંગ રે;
સરવર નીર પીશે ને તેમાં ઘૂમશે.
ઘાડાં જામ્યાં જાંબુડીનાં ઝાડો રે,
તેને શીળે ધણુ વેરાતું ઢળી જશે.
ફરતા સરવર ભરતા ઝરણાં જેવા રે,
ગીતડાં ગાતાં નાદ રાયકા રેલશે.
આંબાની મંજરીઓ ખાતી કોયલરે,
વસન્તની વાંસલડી સરિખી બોલશે.
ચીલામાં ચળકંતા મરવા વીણીરે,
છાંયે બેઠા રાયકા ભાત આરોગશે.
વૈશાખે વંટોળ ઉનાધખ વાશેરે,
ધૂળના વાદળ રચશે વનના વાયરા.
બળતાં કિરણોના વરસાદ વરસશેરે;
બળશે ધરતી, બળશે પ્રાણી પાંદડાં.

વિયોગ શો કંઇ ધામ ધખે આકાશરે.
ચૂકવશે સૃષ્ટિ, રસ આંબે સિંચશે.
ચરતાં પંખી, ડાળે ભેળાં થાશેરે,
વિસામે વિરમશે જગના પંથીઓ.
કડવી લીમડીઓની મીઠી છાયેરે,
રૂમાલના ઓશીકે રાયકા પોઢશે.
કિલ કિલ કરતાં વ્હાલપડાં પંખેરૂરે,
ભોલા ગોવાળ હાલરડે ઝંપાડશે.
ઝીલમઝીમ પલ્લવમાં ઠરતો વાયુ રે
થાકેલા ગોવાળનો થાક ઉતારશે.
નમતો પો'ર થશે ને સૂરજ નમશેરે,
વાદળિયા સરવરમાં લ્હેરો આવશે.
તટનાં ઘાસ વિષે મધમાખ ગણગણશેરે,
પાળોને શણગારશે ભગની વેલડી
તરૂવર કરતાં વાધી તેમની છાયારે,
પશુ પંખી પણ લાગ્યાં મદભર ડોલવા.
પોઢ્યા રાયકા આળસ મરડી ઉઠ્યારે,
ઉઠીને વગાડી ચતરંગ વાંસળી.
આઘી આઘી ખોમાં વળતી ગાયોરે,
વાંસલડી સાંભળશે ટપ ત્યાં ઉભશે.

જળ જળ નિર્મળ કમળો છૂંદતી મિંસૌર,
વાંસલડી સુણશે ને જળને ત્યાગશે.
જો જો! ઘેરા ભવયમુના તટ રમતા રે,
અનહદરે વગાડે ગોવિન્દ વાંસળી.
સુણ, સમાજ આચર એ ગીતના ભેદો રે,
પશુથી એ પામર શું આપણ માનવી ?

કવિ ન્હાનાલાલ

*

૧૮

## જસોદાનો વિલાપ

માારૂં માણેકડું રિસાયુ રે, શામળીઆ,
તારા મનમાં એ શું આવ્યું રે શામળીઆ!
હું અપરાધણ માતાને મૂકી, શા માટે જાવું રે શામળીઆ!
માારૂં માણેકડું. ૧

કાલિંદીનું કાળું પાણી, માંહે જાગે કાળો કાળી
હવે આશા તે શી મળવાની, કેમ આવે વનમાળીરે
શામળીઆ! માારૂં. ૨

સંતાન રૂપી મોટું ધન તે, કર્મે લીધું લૂટી,
મેં નવ જાણ્યું જતન કરીને રત્ન પડ્યું કેમ ફૂટીરે
શામળીઆ! માારૂં. ૩.

પુત્ર પામી હું છેલ્લે આશ્રમે, ઉછેર્યો પ્રતિપાળી.
નીપજ્યો રસ ઢળી ગયો હું, વિજોગઆગે બાળી રે
શામળીઆ ! મારૂં. ૪.
નાકે મોતી, પાયે ઘુઘરી, મોરમુગટ શિરધારી
ફરી રૂપ હું કયાંથી દેખું, સુત આવે ગૌચારી રે
શામળીઆ ! મારૂં. ૫
કાને કુંડળ મુખમાં મોરલી, સાંજે ગોકુળ આવે
ભૂખ્યો છું કહી પેટ દેખાડે, મુને માડી કહી બોલાવે
શામળીઆ ! મારૂં. ૬.
પીતપિછોડી, કાછ કસે, મુજ કને નેતરૂં માગે
હું ઘરડી માને થાકી જાણી, કોણ વલોવા લાગે રે
શામળીઆ ! મારૂં. ૭.
ઉંડા જળમાં વાસો કીધો, પાણીમાં કેમ ગમશે ?
મોર પોપટ ને પુતળી તારે, રમકડે કોણ રમશે રે
શામળીઆ ! મારૂં. ૮.
કંઈ તું મયો ને હું જીવું છું, આજું સગપણ માટે
સાચું વહાલ તો જ્યાં જણાયે સાંભળતાં હૈયું ફાટે રે
શામળીઆ ! મારૂં. ૯.
કાષ્ટપેં પાષાણ કઠિન છે, તેપેં કઠિન છે લોહું,
વજ્ર તુલ્ય છે કાળજું મારૂં (લોકને) શું દેખાડું મોહું રે
શામળીઆ ! મારૂં. ૧૦

તેં મખાંતર દડાનું કાઢ્યું, મનમાં કંઈક દુઃખ આવ્યું રે
અનુખળાનું બંધન આજ સાંભર્યું. તે માટે ઝંપલાવ્યું રે
શામળીઆ ! મારૂં. ૧૧
નંદ જશોદા ગામ ગોવાળા, વ્યાકુળ વ્રજની નારી
ચાર ઘડી પછી સર્વ પડજો, હળધર રાખે વારીરે
શામળીઆ ! મારૂં ૧૨.
પ્રેમાનંદ.

*

૧૯

## જાનવરની જાન

( ૭ ચોકા-ઘોળ )

જાન જનાવરની મળી, મેઘાડંબર ગાજે,
બકરીબાઈનો બેટડો, પરણે છે આજે. ૧
ઢોલ નગારાં ભેર ને, સૂર સરણાઈ તીણાં
સો સાબેલાં શોભીતાં, બેટાબેટી ઘેટીનાં. ૨
ઠીક મળી ઠઠ લોકની, જરા ઠામ ન ઠાલો,
ઢોડે વરનો બાપ ત્યાં, દડબડ દાઢીવાળો. ૩
સાજનનું શું પુછવું, બકરે કરી જોરો,
ભેગાં કર્યાં છે ભાવથી, મોટાં મોટાં ઢોરો. ૪
રાતા માતા આખલા, રાખી શીંગડાં સીધાં;
આગળ માર્ગ મુકાવતા, પદ પોલીસ લીધાં. ૫

સાજને એક ઘંટડા, હીંડે ઉભી ઓડ,
એનાં અરાડે બાંકડાં, કામદારોની ગોડ. ૬

દ્વારમાં એક બે હાથી છે, મોટા દાંતજવાળા,
નીચું ન્યાળીને ડોલતા, હીંડે સેઠ સુંઢાળા. ૭

હાથી ઘોડા તો છે ઘણા, હાર રોકતા પાડા,
કાળા ઠઠંગા ને થયા, ખડ ખાઇ જડ જાડા. ૮

આંખ ફાટી છાતી નીસરી, કરતા ખૂબ ખુંખારા,
હીંડે ઉછળતા ઘોડલા, સાજન થઇ સારા. ૯

ટટ્ટુઓ ટગુ મગુ ચાલતા, પુંઠે ગરીબ ગધેડા,
હાજી હાજી કરી હીંડતા, ડીફાં બિના અતેડા ૧૦

ઘોરોહાર હજારો આ, મોઢો માંહે લપાતા,
ડાણું આવે કામળ ઓઢીને, એ તો ગાડર માતા. ૧૧

ચીતરાઇઆ વહેવાઇના, એને અકલ ન કોડી
આડા અવળ આફડની, પૂંઠે જાય જો દોડી. ૧૨

બકરા તો વરના બાપજી, હોય એનું શું લેખું,
શું સાગર શીંગડાં તણું, શું તે આજે દેખું. ૧૩

વરનો તે ઘોડો આવીઓ, વાજે વાજાં વિલાતી,
લેર ભૂંગળને ઝાંઝરી, ભેગું ભરકતી જાતી. ૧૪

વરરાજા બે માસનું, બાળ બેં બેં કરતું,
ઝડપાયું ઝપ ઝોળીમાં, મન માડીનું ઠરતું. ૧૫
મંગળ બકરીબાઈ તો ગાય હરખી હરખી,
જોટ જાનરણી ઘણી, કોટ જોવાજ સરખી. ૧૬
બકરી બાઈએ નાતની, ને બીજી ઘણીઓ,
આણી આડોશ પાડોશણો, બાયડી બેનપણીઓ ૧૭
ભેંસ, ભુંડણ ને ઉંટડી, ઘેટી, ઘોડી, ગધેડી,
ગાય બિલાડી ઉંદરડી ને, એક કુતરીએ તેડી. ૧૮
વાંદરીઓ નથી વીસર્યા, દશ વીશ આ કુદે!
સાથે સામટાં ગાઇ સૌ, સાતે સૂરને છૂંદે. ૧૯
કોઇ બેં બેં કોઇ ભેં ભેં કરે, કોઇ ભુંકતી ભુંડું,
કોઈ ચું ચું મ્યાઉં મ્યાઉં કરે વેર વાળે કો કુડું. ૨૦
ફુકફુક કરતી વાંદરી, જો જો નાચે છે કેવી?
ધન ધન! બકરી! ન કોઇની, જાન તારા તે જેવી. ૨૧
ચાર પગાંની જાન આ, જોડી બે પગાં સારૂં,
સમજે તો સાર નવલ બહુ, નહિ તો હસવું તો વારૂ. ૨૨

સ્વ. નવલરામ.

*

૨૦

# ફૂલવાડી

જનની જણુ તો ભક્ત જન, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવે નૂર.

× × ×

તે જ જીવે તે જ જીવે છે મથે સદા જે ઉચ્ચ થવા;
સફળ થાય કે નિષ્ફળ થાયે તો પણ તે જીવતા ગણવા

× × ×

ઉજ્જડ ખેડાં ફરી વસે, નિર્ધનિયાં ધની હોય;
ગયાં ન જોબન સાંપડે, મુઆ ન જીવે કોય.

× × ×

મરી જાઉં માગું નહિ, હું પોતાને કાજ,
પરમારથને કારણે, માંગું ન સમજું લાજ.

× × ×

શરણું મન થયું તે પૂર્ણ આનંદમાં હો!
શરણું મન પડેલાં કોઇ દી ના દુઃખી હો!

× × × (કલાપી)

કડવા હોયે લીંબડા મીઠી તેની છાંય;
બાંધવ હોયે બોલકા તોય પોતાની બાંહ્ય.

× × ×

ચાતક ચકવા ચતુર નર પ્રતિદિન ફરે ઉદાસ;
ખર ઘુવડ ને મુરખજન સુખે સુવે નિજ વાસ.

× × ×

વાણી શૂરા વાણીઆ રણશૂરા રજપૂત;
સુખશૂરા જનકાદિકા દુઃખશૂરા અદ્દભુત.

× × ×

વાડ થઈને ચીભડાં ગળે, સોંઘી વસ્તુ ક્યાંથી મળે ?
ખળું ખાતું હોયે જો અન્ન, તો જીવે નહિ એકે જન.
નવાણ પીતું હોયે નીર, જીવ જંતુ કયમ ધરે શરીર;
રાજા થઇ ને લૂંટી લે, પ્રજા કોણ આગળ જઇ કહે ?

× × × (શામળ)

રજનું કરે ગજ, એકનું અગજ;
અજબ કવિની કલ્પના, કદી ન રહે કબજ.

× × × (ધીરજકાકા)

રત્નાકર જેવો પિતા, લક્ષ્મી જેવી બ્હેન;
ભિક્ષાટન પણ શંખને, જુઓ ભાગ્યની રહેણ.

× × × (દોલતરામ)

(શિખરિણી)

મરે ભૂખે ભાવે મૃગપતિ કદી ના તૃણ ચરે;
તપે તાપે તોયે, સુખડ ન સુગંધી પરહરે.

× × ×

બાળક ને માબાપનો જો સંબંધ ભુલાય,
તો તો મારા તાતજી આ દુનિયા પલટાય!

× × ×

કુવા ઢાંકણ ઢાકણું, ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર.

× × ×

ઘરડો તોપણ બળદીઓ, તોફાની પણ ગાય;
વકરેલો પણ વાણીયો, રૂઠેલી પણ માય.

× × ×

મલીન મતિનાં માનવી, પરસુખે દુઃખાય;
ખર, જવાસો, આંકડો, વર્ષા સમે સુકાય.

× × ×

રણ ચઢંતા સાયબા! તું નવ જોજે વાટ;
તારાં બેલી ત્રણ જણાં, હૈયું કટારી ને હાથ.

× × ×

અદેખા તણી આંખમાં કમળા કેરો રોગ,
પીળું દેખે પર વિષે, રોગ તણે સંજોગ.

× × ×

પડતી ઈચ્છે પરતણી, ચડતી આપ ચહાય;
પણ પાપી શું કરી શકે, ધાર્યું ધણીનું થાય.

× × × (દલપતરામ)

*વિદેશમાં વિચર્યા વિના, મળે ન મોટું માન;
સમુદ્રમાં વખણાત શું, સીપ તણાં સંતાન !

* (દલપતરામ)

૨૧

## ઉખાણાં

કર—શોભે નહિ મુદ્રિકા, શિરછત્ર નહિ તાત;
તાપહરણ માતા નહિ, જે છે જગ વિખ્યાત?—છત્રી

સવારમાં એક પ્રાણી ચાર પગે ચાલે,
બપોરે બે પગે, ને ત્રણ પગે સાંજે?—માણસ
(બચપણ, જુવાની ને ઘડપણમાં)

સોપારી જેવડું સારંગડું, તલનો ત્રીજો ભાગ;
એ સારંગડે બે રત્ન ગળ્યાં—એક ધરતીને બીજું આભ?—
આંખની કીકી

નવા નગરની ઉંચી નારી
છોકરાં પરણે ને મા કુંવારી મીંઢળ

અગ્નિ કુંડમાં નિપજે, ભ્રમર કુંડમાં ન્હાય;
ચતુર હોય તે સમજજો, ફુલ વેલાને ખાય—દીવો

પાણી થકી નિપજે, પાણી પડે જીવ જાય;
ચાલો જઈએ સખી બાળીએ, અદકું આવરદા થાય !—
કાચો ઘડો

પગ વિના ડુંગર ચઢે, મુખ વિના ખડ ખાય;
હંસા કહે રળિયામણું, કયું જનાવર જાય ?—ધુમાડો
એક નરે નરને ગળ્યો, તેથી શોભે તંન;
એ તો ઉત્તમ જન ઘણો, સમજો તમે સજ્જન—ડગલો

*

૨૨

# કહેવતો

મન ચંગા તો કથરોટમાં ગંગા.
મોઈ ભેંસના મોટા ડોળા.
ગામમાં પેસતાના સાંસા ને પટેલને ઘેર ઉનાં પાણી.
પારકે ભાણે મોટા લાડુ.
મોસાળ જમવાનું ને મા પીરસનારી.
વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો.
કથરોટ કુંડાને હસે.
સતી શાપ દે નહિ ને શંખણીનો લાગે નહિ.
લુહાર વાડે સોઈ વેચવી.
એરણની ચોરી અને સોયનું દાન.
બોર આપીને કલ્લી કાઢે.
સાપને ઘેર સાપ પરોણો.
માખી મારે તે માણસ મારે.

મોં જોઈને ચાંદલો. ગાલ જોઈને તમાચો.

ઘરાક જોઈને પડીકાં બાંધે.

કાજી દુબળા કેમ ? તો સારા ગામની ફીકર.

છાશ લેવા જવું ને દોણી સંતાડવી.

ઠામ ગયું ને ઠીકરું સાંપડ્યું.

વર વગરની જાન.

ગધેડા ઉપર અંબાડી.

ખાખરની ખીસકોલી સાકરનો સ્વાદ શું જાણે ?

સાપે છછુંદર ગળી - મૂકે તો આંધળો થાય, ગળે તો મરી જાય.

નહિ ત્રણમાં, નહિ તેરમાં, નહિ છપ્પનના મેળમાં.

ગરીબની વહુ સહુની ભાભી.

ખોદે ઉંદર ને ભોગવે ભોરિંગ.

*

૨૩

## શ્રીરામનામસંકીર્તન

| | |
|---|---|
| धर्मस्थापनतत्पर | राम |
| भक्तिपरायणमुक्तिद | राम |
| सर्वचराचरपालक | राम |
| सर्वभवामयवारक | राम |
| वैकुण्ठालयसंस्थित | राम |

नित्यानन्दपदस्थित राम
राम राम जय राजा राम
राम राम जय सीता राम
भयहर मंगल दशरथ राम
जय जय मंगल सीता राम
मंगल कर जय मंगल राम
संगत शुभ विभवोदय राम
आनन्दामृत वर्षक राम
आश्रित वत्सल जय जय राम
रघुपति राघव राजा राम
पतित पावन जय सीता राम

×

मूकं करोति वाचालं पंगुंलङ्घयते गिरिम् !
यत्कृपा तमहं वन्दे परमान्दमाधवम् ॥

[જેની કૃપા મૂગાને વાચાળ બનાવે છે, અને પાંગળાને પર્વત ઓળંગાવે છે, તેવા પરમ આનંદરૂપ પરમાત્માને હું વંદન કરું છું]



# બાલ-વાડી

## ભાગ ૩ જો

## ખંડ ૨ જો

(ધોરણ પાંચમા માટે)



૧

### પ્રભુ પ્રાર્થના

(ભૈરવી-રાગિણી)

મંગલ મન્દિર ખોલો,
દયામય ! મંગલ મન્દિર ખોલો !
જીવનવન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઉભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો લ્યો,
દયામય ! મંગલ મન્દિર ખોલો !
નામ મધુર તમ રટ્યો નિરન્તર,
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક,
પ્રેમ અમીરસ ઢોળો,
દયામય ! મંગલ મન્દિર ખોલો !

* નરસિંહરાવ

૨

# વૈષ્ણવજન

વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે તોયે મન અભિમાન ન આણે રે.
વૈષ્ણવ૦

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કોની રે;
વાચ કાચ મન નિર્મળ રાખે તો ધન ધન જનની તેની રે.
વૈષ્ણવ૦

સમદષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે.
વૈષ્ણવ૦

મોહ માયા વ્યાપે નહિ જેને, દઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે.
વૈષ્ણવ૦

વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધને નિવાર્યાં રે;
ભણે નરસૈંયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે.
વૈષ્ણવ૦

નરસિંહ મહેતો.

*

૩

# હરિનો મારગ

[ રાગ ધોળ ]

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પ્રથમ પહેલું મસ્તકમૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શિષ સમર્પે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડયા મરજીવા જોને.
મરણ આદરે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભા જુવે તમાસો, તે કોડી નવ પામે જોને
પ્રેમપંથ પાવકની જ્વાલા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સ્હેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પુરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા. તે રજની દિન નિરખે જોને.

પ્રીતમ.

*

૪

# 'સહુ ચલો જીતવા જંગ'

(લાવણી)

સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે;
યાહોમ કરીને પડો, ફતેહ છે આગે—ટેક.

કેટલાંક કર્મો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
હજી સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ, જોઈ બળ લાગે—યાહોમ૦
સાહસે કર્યો પરશુએ પુરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ, રહ્યો નિજ વચને;
સાહસે ઈંદ્રજીત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ ભણે;
થઈ ગર્દ જંગમાં મર્દ હક્ક નિજ માગે—યાહોમ૦
સાહસે કોલંબો ગયો, નવી દુનીઆમાં,
સાહસે નેપોલ્યન ભીડયો, યુરપ આખામાં;
સાહસે લ્યૂથર તે થયો પોપની રહામા,
સાહસે સ્કોટે દેવું રે વાળ્યું જોતામાં;
સાહસે સિકંદર નામ, અમર સહુ જાગે—યાહોમ૦
સાહસે બેડીના બંધ, કાપી ઝટ નાંખો,
સાહસે જાઓ પરદેશ, બીક નવ રાખો;
સાહસે કરો વેપાર; જમે બહુ લાખો,
સાહસે તજી પાખંડ, બ્રહ્મરસ ચાખો;
સાહસે નર્મદાદેશ, દુઃખ સહુ ભાગે—યાહોમ૦

* કવિ નર્મદાશંકર

૫

# "શૂરા બાવીશ હજાર"

(દિવ્ય છંદ)

વીરા ! ચાલો ઝટ રણમાં, કાઢો તાતી તલવાર !
હર હર હર નાદે ઘુમતાં, કરિયે અરિનો સંહાર !
રણધીરા હે રજપૂતો, મુજ અંગ તણા શણગાર !
રે ચાલો હલદીઘાટે, શૂરા બાવીશ હજાર ! ૧

"વીરા ! શું શૌર્ય ગયું છે? શું રજપૂત થશે ગુલામ?
મેવાડ પરાધીન બનશે? શું જશે શિશોદિય નામ?
નહિ, નહિ, નહિ, રણમાં ચાલો, ઝળકાવો તમ હથિયાર !
રે ઘૂમો રાણા સાથે, શૂરા બાવીશ હજાર ! ૨

વીરા ! તમ આજે રણમાં, વ્હેશે અસ્ખલિત પ્રવાહ ;
રજપૂત ગૌરવ હજી પણ છે, તે જોશે અકબરશાહ !
રે આજ પ્રતાપ પ્રતાપે, ઘૂમી રહેશે રણ મોઝાર,
ને સાથે ઝુઝશે તેના, શૂરા બાવીશ હજાર !" ૩

ગર્જન કરી એમ પ્રતાપે ઝોકાવ્યું રણ શરીર,
હોંકાર કરી ત્યાં ઉછળ્યા રાઠોડ શિશોદિય વીર,
ચંદાવત, સંગાવત ને, ઝાલા ચોહાણ પ્રમાર;
રિપુને હણવાને કૂધા, શૂરા બાવીશ હજાર ! ૪

મોગલ યુવરાજ સલીમ ને, અંબરપતિ મહાવીર માન
લઇ સૈન્ય અસંખ્યજ ઉભા, કંઇ સિંધુતરંગ સમાન !
પણ મૃગટોળામાં કૂદે, વનરાજ કરી હોંકાર,
ત્યાં કૂદ્યા તેમ પ્રતાપી, શૂરા બાવીશ હજાર ! ૫
ધડ ધડ ધડ થાય ધડાકા, ધુમ તોપ તણા ચોપાસ,
કડ કડ કડ તુટી પડતું, નિચે આવે આકાશ !
તેને ન જરા ગણકારી, ધરી અંતર શૌર્ય અપાર,
ત્યાં મૃત્યુ મુખે હોમાતા, શૂરા બાવીશ હજાર ! ૬
"આજે નથી પાછું ફરવું, સમરાંગણ છે, અવસાન;
રિપુને હણવું કે મરવું, છે એજ અમારી લ્હાણ !"—
એવું કહી સહુ ઝોકાવી, મોગલને મારે માર,
રે રેલ સમા ત્યાં રેલે, શૂરા બાવીશ હજાર ! ૭
રણવીર પ્રતાપ બધે ત્યાં, કરતો ઘુમી નાદ પ્રચંડ,
ખરૂં આજ પ્રકાશીત કીધું, રણમાં નિજ શૌર્ય અખંડ
ભેદી અરિહાર ધસ્યો તે, ખુદ સલીમ હતો જે ઠાર;
હર હર હર કરતા ગરજ્યા, શૂરા બાવીશ હજાર ! ૮
આકાશ ધરા ત્યાં કંપ્યાં, ડોલ્યાં ચૌદે બ્રહ્માંડ!
રણક્ષેત્રે આરંભાયો, શો ભીષણ હત્યાકાંડ!
ઢગના ઢગ વીરો પડતા, નહિ શબનો કાંઈ સુમાર;
લડતા અગણિત મોગલ ને, શૂરા બાવીશ હજાર ! ૯

માર્યા રક્ષક ને મહાવત, રાણાએ રાખી રંગ,
ને સલીમ તણા ગજપર ત્યાં નિજ અશ્વે મારી છલંગ,
પણ ગજ નિજ પતિને લઇને, ત્યાંથી નાઠો તે વાર;
રાણા સહુ પાછળ દોડયા, શૂરા બાવીશ હજાર! ૧૦
"અલ્લા હો અકબર" કરતા, ત્યાં કુધા મોગલ સર્વ;
નથી ભીરૂ બન્યા હજી કાંઇ, નહિ રણમાં ખોશે ગર્વ;
ત્યાં ફરી વળી ચોપાસે કીધો પ્રભુનો ઉદ્ધાર,
ને ઘેર્યા રાણા સાથે, શૂરા બાવીશ હજાર! ૧૧
પણ વીર્ય અપૂર્વજ કાંઈ, છે પ્રતાપ કેરૂં આજ!
એકલડો સૌની વચ્ચે, તે ઘૂમી રહ્યો સિંહરાજ!
અર્જુન શું આજે તેનો, યશ પામ્યો છે વિસ્તાર
હા ધન્ય પ્રતાપ! અને તુજ શૂરા બાવીશ હજાર! ૧૨
એ યુદ્ધ થકી ત્રણ વેળા, રજપૂત યોદ્ધા દઇ પ્રાણ,
ઉગારી લાવ્યા બળથી, નિજ રાણાને નીર્વાણ;
પણ જોઇ વીરો નિજ પડતા, ફરી ભેદી ઘરયો અરિહાર
નહિ જાણ્યું હવે નથી સધળા, શૂરા બાવીશ હજાર ૧૩
અતિ રોષ થકી બની ગાંડા, ઘેર્યો રાણાને ત્યાંય;
ઝબ ઝબ ઝબ ચપળા જેવી ચમકી અસિયો રણમાંય!
જાણે ન પ્રતાપ હવે કંઈ, મોગલથી બચે લગાર,
નથી રહ્યા હવે સહુ તેના, શૂરા બાવીશ હજાર! ૧૪

એ સ્થિતિ રાણાની જોઈ; ઝાલાપતિ લઈ નિજ વીર,
મુકી છત્ર પ્રતાપનું માથે, રણમાં દોડયો રણધીર!
દિલ્લીશ્વર કેરૂં ઉલટયું, ત્યાં સૈન્ય અસંખ્યજ ત્યાર;
રે ટપ ટપ ધરણી ઢળતા, શૂરા બાવીશ હજાર! ૧૫
પણ રિપુને હણતા પહોંચ્યા, વીર રજપૂત રાણા પાસ,
છોડવી મૃત્યુ મુખમાંથી, લાવ્યા રજપૂતની આશ!
પણ ઝાલાવીર પડયો ત્યાં નિજ ધર્મ બજાવી સાર,
ને રત્ન સહસ્ત્ર ગુમાવ્યા, શૂરા બાવીશ હજાર! ૧૬
ધડ ધડ ધડ થાય ધડાકા, ખુબ તોપ તણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું, નીચે આવે આકાશ!
એ સૈન્ય અસંખ્યવિષેથી, નીકળ્યા રજપૂતપછી બ્હાર,
નહિ ફર્યા અરે કંઇ સઘળા, શૂરા બાવીશ હજાર! ૧૭
રાણાએ તે દિન અંતે, છોડયું રણ હલદીઘાટ,
પણ જગતે જોયો તેની, શૂરી અસિનો ચળકાટ!
નથી ભારતજન કદિ ભૂલ્યા, એ યુદ્ધ તણા ભણકાર,
સહુ સ્મરે પ્રતાપ અને તે, શૂરા બાવીશ હજાર! ૧૮
હા ધન્ય વીરા રજપૂતો! છે ધન્યજ તમ તલવાર!
શું કીર્તિ તમારી જગમાં કદિ કરમાશે પળવાર?
ઘરઘર અહીં હરનિશ ગાશે તમ શૌર્ય ગીતો નરનાર!
રે ધન્ય પ્રતાપ અને ઓ! શૂરા બાવીશ હજાર! ૧૯

અ. દ. ખમ્ભાર

૬

# ગુજરાતના શૂરવીરો

પંચાસરનો રાજ, ચાવડાઓનું ભૂષણ;
જયશિખર કહાં આજ, વળી તેનો સાળો પણ?
સૂરપાળ રણસિંહ ભુવડથી લલચાયો નહિ;
કુલીનજાયો તેહ, મરે પણ દે દગો નહિ.
મૂકે મિત્રને જેહ, અણી વેળાએ જે નર;
લુંડી જાયો તેહ, જગતમાં તેજ ખરો ખર.
"ધસ્યા પછી જે ખસે, ધિક્ જીવવું છે તેનું;
છેલ્લો છઉં હું રાજ, પરાક્રમ કરી મરૂં હું."
એમ કહીને રાય, જુદ્ધમાં ઘૂમ્યો ધસીને;
ગાંડા ગજની પેર, આખરે પડ્યો લડીને.
જયશિખરનું સેન, કુલિન રજપુતો કેરૂં;
મુઉં રાજ ને કાજ, નથી એ કરવું સ્હેલું.
સ્ત્રીઓ મ્હેલની તેહ, લડી લઈ જુંગળ ને ગજ;
મારી હઠાવી સેન, બચાવ્યું રાજાનું શબ.
ધન્ય પ્રેમ ને શૌર્ય, અરે તે કહાં છે આજે?
ધિક્ ધિક્ નરનાર, જતાં રણમાં જે લાજે.
સોલંકી મૂળરાજ, વીર નાયક નહિ તોયે;

રણે બતાવ્યું શૂર, કર્યાં કામો તે સ્હોયે.
અનહીલવાડનું રાજ, વધાર્યું ઝાઝું તેણે;
કહાં છે રજપુત આજ, શૂર દરશાવ્યું જેણે?
ભીમદેવ હંમેશ, પ્રતાપી મોટો જોધ્ધો;
ઘણાંક બીજાં રાજ, રાખતાં જેનો મોભ્ભો.
સિદ્ધરાજ શૂરવીર, થયો નામાંકિત રાજા,
પ્રજાહિતનાં કામ, કર્યાં છે જેણે ઝાઝાં.
રાજા રા'ખેંગાર, જુનાગઢવાળો જેણે;
કર્યાં પરાક્રમ બહુ, માંરીઓ સિધ્ધે તેને.
સિદ્ધરાજ જયસિંગ, નથી દેખાતો આજે,
જોધ્ધો તે જગદેવ, આજે કહાં બિરાજે?
શૂરો ભોળો ભીમ, ભીમના જેવો જોધ્ધો;
શૂરાઓમાં જેહ, ધરે ઉંચો બહુ ઓધ્ધો.
દીલ્હીપતિ પૃથુરાજ, તેહ પણ જેથી ડરતો;
ભીમ તેવો આજ, કોણ છે રણમાં લડતો?
કહાં કહાં તે શૂર, ઉર ઉંચું રણતુરથી?
ગયું જનનું નૂર, જુદ્ધ જુવે નહિ દૂરથી.
ક્ષત્રિ કેરૂં બીજ; કોહી ગયેલું છે સાચે,
અફીણી કાયર રાજ, જનાનાથી બહુ રાચે.

* નર્મદાશંકર

૭

# વસમી વિદાય

( ધન્યાશ્રી )

વસમી એક વિદાય,
વ્હાલાંની વસમી એક વિદાય.

પ્રેમ અને પરિચય વધતાં તો,
વિરહ સહી ન શકાય,
વ્હાલાની વસમી એક વિદાય.

ઉભરાતા ઉપકારો ઉછળે
ભીનાં હૈયાં ભરાય;
વ્હાલાની વસમી એક વિદાય.

મનમાન્યાં વ્હાલાંની વ્હાપ,
પળ પણ નવ વિસરાય;
વ્હાલાંની વસમી એક વિદાય;

ઓછા ને અધુરા કંઈ ભાવે,
સ્વજન કર્યાં શું થાય ?
વ્હાંલાની વસમી એક વિદાય.

દિલના દેવ સમાં વ્હાલાંને,
આંસુ અર્પી રહેવાય ?
વ્હાલાંની વસમી એક વિદાય.

* લલિત

૮

# સંત સમાગમ

(ધોળ)

સુખદાયકરે, સુખદાયકરે, સાચા સંતનો સંગ,
સંતસમાગમ કીજીએ–ટેક.
જીરે સંત સમાગમથી ટળે,
આશા તૃષ્ણારે, આશા તૃષ્ણારે, ઈર્ષા અભિમાન,
મોહ મત્સર મમતા બળે,
પ્રગટે ઉરમાંરે, પ્રગટે ઉરમાંરે, પ્રભુનું દ્રઢ જ્ઞાન–સંત.
જીરે સંતસમાગમથી થયા,
મુનિ નારદરે, મુનિ નારદરે, હરિનું મન આપ;
અનેક પતિત ઉદ્ધારિયા;
જેના જશનોરે, જેના જશનોરે, મોટો પરતાપ–સંત.
જીરે સિદ્ધ થયા સતસંગથી,
શુક આદિકરે, શુક આદિકરે, મુનિવર સુખરૂપ;
ચિત્ત ચોંટયું હરિરૂપમાં,
જાણ્યો સંતથીરે, જાણ્યો સંતથીરે, મોટો મર્મ અનુપ–સંત.
જીરે મહિમા મોટો છે મહંતનો

જેને સેવ્યેરે, જેને સેવ્યેરે, છુટે માયાની જાળ;
પ્રીતિ વધે પરિબ્રહ્મમાં,
મુકતાનંદ કહેરે, મુકતાનંદ કહેરે, તજી આળપંપાળ-
સંતસમાગમ કીજીએ.

*

૯

## પંડિતની તુળા

(અલબેલીરે અંબેમાત જોવાને જઇએ-એ રાગ)

ઘી ગોળ નહીં તોળાય, પંડિતની તુળા,
અર્પે છે નિર્મળ ન્યાય, પંડિતની તુળા.
નાગ અવનિ નભમંડળની, ચીજ માપે મોટી નાનીરે
મન બુદ્ધિના ભેદ જણાવે, શરમ ન રાખે કશાની;
પંડિતની તુળા.
હો કે ના હો ઈચ્છા પણ એ સૌની કસોટી કરતીરે,
'ન્યાય જહીં તહીં ઇચ્છા કેવી ?' એ સૂત્રે અનુસરતી;
પંડિતની તુળા.
એ તુળાપર કોણ ચઢયો ? ઓ ! મહાન્ સિકંદર ભૂપરે,
યૌવન ધન જય મસ્ત; ધર્યા મણિ માણેક હાર અનુપ;
પંડિતની તુળા.

મૂકયું કસવા સામે તેની, ફાટેલ વસ્ત્ર નિદાનરે,
જે શિવ્યું હો ડોશીમાએ, દીનને દેવા દાન;
પંડિતની તુળા.

વસ્ત્ર વધ્યું ભૂપભાર નહિ કંઈ, ઉડયો ઉંચે તે આભરે,
પંડિત બોલ્યા, શું કરિયે ! છે અદલ તુળા ઇન્સાફ !
પંડિતની તુળા.

સદાવ્રતો હવે ચઢે તુળાપર, ગર્વિષ્ઠ શેઠ શ્રીમંતેરે,
સ્થાપ્યાં જે જગકીર્તિ કમાવા ખર્ચી બહુ ધન ખંતે;
પંડિતની તુળા.

ચીજપર ચીજ ધરતાં એનું હો, કાઢી શકે નહિ માપરે,
કરી પઇ પઇ સંચી દીન કાજે, ચઢતી રકમ જુજ આપ;
પંડિતની તુળા.

ગજબ થયો શો ? સદાવ્રતો, તૃણવત થઇ ઉંચે અડિયાંરે,
વજ્ર વજન જુજ રકમ જોઈ સહુ, સંશયદોલે ચઢિયાં;
પંડિતની તુળા,

લેખું લેવા અંતે સૃષ્ટિ, સમસ્ત પલ્લે માંડીરે,
સાગર ખળકયા, શેષજ સળકયા, હચમચી રહી ત્યાં દાંડી,
પંડિતની તુળા.

શું થાશે?' સૌ કોઇ વદે ને, પંડિત ધીરજ ધરતારે,

નાકે ચશ્માં, ભાલ કરચલી, ચઢાવી ગોષ્ટિ કરતા;
પંડિતની તુળા.

એક મૂકે ને અન્ય ઉપાડે, ચતુર થઇ કયમ ચૂકે રે,
સત્ય, દાનવીર, પરાર્થી આત્મા, સામે પલ્લે મૂકે;
પંડિતની તુળા.

સૃષ્ટિ પલ્લું ઉછળિયું ત્યાં, પહોંચ્યું પરાની પારે રે,
આત્માનું નીચે ભૂતળ ફોડે, કોવિદ* વાત વિચારે;
પંડિતની તુળા.

'આ શું ?' વદતાં છુટી દાંડી, છત તૂટી, પંડિત ગભરાતા રે,
મૂકી તુળા ને મૂઠીવાળી, પલાયનમ કરી જાતા;
પંડિતની તુળા

કૃષ્ણાનુચર.

*

૧૦

## ધનવંતના ધર્મ

(દોધક છંદ)

નિર્જળ ગામ નવાણ ગળાવો, વાવ કુવા નદી તીર તળાવો;
શોધી જુનાં ફરી સદ્ય સુધારો, તે ધનના ધણી ધર્મ તમારો.
ધીંગી રચો રૂડી ધર્મશાળાઓ, જ્યાં નરનારી રહે નબળાંઓ;

* પંડિત.

તે જનના તન તાપ નિવારો, તે ધનના ધણી ધર્મ તમારો.
ચોકખી નિશાળ વિશાળ ચણાવો, બાળકને શલી ભાત ભણાવો;
ઉંમર આખી તણા ઉપકારો, તે ધનના ધણી ધર્મ તમારો.
આદરવી વળી ઔષધશાળા, દુઃખ તજે જન જાત દુઃખાળા;
લે સુખ બાળક રોગી બિચારો, તે ધનના ધણી ધર્મ તમારો.
ભાળી ભિખારી દયા ભરી ભાખો, રોટલી નાખી ભિખારી ને રાખો;
એમ ઉ[illegible], તે ધનના ધણી ધર્મ તમારો,
અંગ ગળેલ જળેલજ અંધા, ધારી શકે નહિ ધીરજ ધંધા;
એ જન પાલન પુંજી ઉધારો, તે ધનના ધણી ધર્મ તમારો.

દલપતરામ.

*

૧૧

## 'તું દીન દુઃખીને આપજે'

[ પદ ]

આપજે રે આપજે, તું ક્ષુધાતુરને, આપજે
તું રંક જનને આપજે,
તું દીન દુઃખીને આપજે.
મળે તને ભોજન રૂડાં ગણી પ્રભુનો એ પાડ,
પીશ ન બીડી તમાકુની. સુંઘીસ ના તપખીર,
તે ત્યજવાથી નહિ પડે, તુજ આ પ્રિય શરીર
તું વ્યસન દ્રવ્ય બચાવજે,
તું રંક જનને આપજે,

તું ક્ષુધાતુરને આપજે.
ભાળી ભુખથી પીડિતને, ના મુખ તુજ સંતાડ.
તું દયા હૃદયે આણજે,
તું રંક જનને આપજે,
તું ક્ષુધાતુરને આપજે.
પીશ ન બીડી તમાકુની, સુંઘીશ ના તપખીર,
તે ત્યજવાથી નહિ પડે, તુજ આ પ્રિય શરીર
તું વ્યસન દ્રવ્ય બચાવજે,
તું રંક જનને આપજે,
તું ક્ષુધાતુરને આપજે.
ભોજન સમયે પેટ ભરી, ખાઇશ ના તું ભાઇ !
થોડું અન્ન બચાવીને, દે જેને નથી કાંઈ
એથી ન મરીશ તું જાણજે,
ઔદાર્ય અંતર આણજે,
તું રંક જનને આપજે.
અત્તરને તું ત્યાગજે, ત્યજી દેજે મુખવાસ,
એ ધનથી તું દીનની, ભૂખનો કરજે નાશ.
તુજ ધર્મ તું સંભારજે,
તું ક્ષુધાતુરને આપજે,
તું દીન દુઃખીને આપજે.
સુવસ્ત્રો ધરીશ ન અંગપર, જમીશ ન તું મિષ્ટાન્ન,
પણ તે દ્રવ્યે રક્ષજે, કોઇ ક્ષુધિતના પ્રાણ.

નિજ સુખબલિ દઇ રાચજે,
તું દીન દુઃખીને આપજે,
તું ક્ષુધાતુરને આપજે.
રોગજનક બહુ ભોગની, ભારે ત્યજીને પ્રીત,
સાદું જીવન ગુજારીને, બચાવજે તું વિત્ત.
દીનદુઃખ તેથી વિદારજે,
તું ક્ષુધાતુરને આપજે,
તું રંકજનને આપજે.
એકાદશીથી તને થતાં, આભ અવનિ બે એક,
ભૂખમરાનાં કષ્ટ તો, વિચાર ધરી વિવેક.
તું દીનદુઃખે દાઝજે,
તું રંકજનને આપજે,
તું ક્ષુધાતુરને આપજે.
અન્યતણી ચિંતા વૃથા, શીદ ધરૂં મન માંહ્ય,
એવી સ્વાર્થી વૃત્તિ નીચ, રખે તુંથી પોષાય.
તું આત્મ સમ સહુ જાણજે
તું દીનદુઃખીને આપજે,
તું રંકજનને આપજે.
સત્કર્મોને સાધવા, આ સમ અન્ય પ્રસંગ,
ફરી ફરી નહિ આવે લહી, દે ધરી અંગ ઉમંગ.

તું દાનને મન માનજે,
સુરવૃક્ષ ભૂમિનું વાવજે,
તું ક્ષુધાતુરને આપજે.

દુઃખીનાં દુઃખ ટાળતાં, તુજ સઉ દુઃખ દળાય,
અવરતણું હિત સાધતાં, તુજ હિત સહજ સધાય.

તુજ હિત તું આ વિધિ સાધજે,
તું દીનદુઃખીને આપજે,
તું રંકજનને આપજે.

છોટાલાલ જીવનલાલ

×

૧૨

## રખોપીઆને

(મંદાક્રાંતા)

ફેંકી દે ને તુજ કરથી આ પત્થરો ગોફણી આ,
મારે આવી મુજ ચમનમાં જોઈએ ક્રૂરતા ના;
જે પંખીડાં મુજ ચમનને લાગતાં ધા ન છોડે,
તે પંખી છો મુજ ફળફુલો ચાખતાં પૂર્ણ હર્ષે.
એ સૌ માગે જરૂર ઘટતો પાકમાં કાંઈ હિસ્સો,
થોડું માગે જીવન અર્થે સ્વલ્પ દેવું ઘટે તો;
ખાઈ પીને સુખમય બની પંખીડાં ગીત ગાતાં,

નાનું મોટું સમજી સુખમાં જીવતાં સર્વ નાનાં.
આ મોટું છે ઉપવન અને પંખીડાં છે ઘણેરાં,
બાંધે માળો તરૂ ઉપર એ છાંયમાં કેવી શ્રદ્ધા ?
ઘા શા માટે ? ગરીબ બહુએ ! સ્વલ્પ સન્તુષ્ટ ભોળાં !
તે સૌ માટે મુજ ચમનમાં જોઈએ ક્રૂરતા ના.

કલાપી.

*

૧૩

# મહેતાજી મામેરે ચાલ્યા

[રાગ ધન્યાશ્રી]

નરસૈં મેહેતે ઘેર તેડાવ્યા, સગા તે વૈષ્ણવ સંતજી,
મોસાળું લઇ આપણે જવું છે કુંવરબાઇનું શ્રીમંતજી.
જુની વેલને ધૂંસરી વાંકી, સાંગી× સોટા ભાગીજી,
કોનાં તળાયાં+કોની પિંજણીયો.* બળદ આણ્યા બે માગીજી.
મહેતાજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રી જગદીશજી;
ત્રણ સખિયો સંગાતે ચાલી વેરાગી દશ વીશજી.
સંપુટ ત્રાંબાની ડાબલીનો, તેમાં બાળ મુકુંદજી
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદન નંદજી.
વે'લની પૂઠે કોથળો બાંધ્યો, માંહી ભર્યાં વાજિંત્રજી,

---

× બેસવાની સાટી. + ગાદી. * પાંજરી.

ગાંઠડી એક ગોપીચંદનની, તુળશી કાષ્ટ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળશી માળજી,
નરસૈંયાને નિર્ભય છે જે, જોગવશે ગોપાળજી.
બળહીણા બળદો શું હીંડે, ઠેલે વૈષ્ણવ સાથજી;
સોર પાડે ને હાળ ચઢાવે, જે જે વૈકુંઠનાથજી.
એક બળદ ગળિયો થઇ બેસે, આખલો તાણી જાયજી;
પડયાને પૂંછ ગ્રહી ઉઠાડે, કૌતુક કોટી થાયજી.
સાલે સાલ જૂજવાં દીસે. રથતણાં બહુ વક્રજી;
સાંગીનો બહુ શબ્દજ ઉઠે, ચૂચવે છે બહુ ચક્રજી.
ચડે બેસે ને વળી ઉતરે, લે રામકૃષ્ણનું નામજી;
મધ્યાહ્નને મહેતાજી આવ્યા, જોવા મળ્યું ઉના ગામજી.
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયીપુરના લોકજી;
કોડ પહોંતા કુંવર વહુના, મામેરું છે રોકજી.

પ્રેમાનંદ

*

૧૪

## નળને શોધતી દમયંતી

(રાગ રામગ્રી)

ભૂલી ભમે છે ભામિની, નૈષધ નાથની નારરે;
હો નળ હો નળ બોલતી, ભીમકરાજકુમારીરે. ભૂલી

ધોવાયું કાજળ આંસુએ કરી, વેદનાએ વ્યાકુળરે;
અર્ધ ઉઘાડી દેહડી, નાથે ફાડયું છે પટકુળરે. ભૂલી.
એવે દીઠો એક ચીતરો, ધાઈ દમયંતી ઉલટરે;
પૂછે ભાળ નળ ભૂપાળની, છે તારા જેવી કટરે. ભૂલી.
શાર્દૂલ દીઠો વાટમાં, વૈદરભી પૂછે ધરી વહાલરે;
નૈષધનરેશ વાટે મળ્યા, છે તારા જેવી ચાલરે. ભૂલી.
સાવજ થાયે ગાભરા, ભય પામી નાસી જાયરે;
રખે વનદેવી અમને ઝાલતી, પશુઅરિ કંપાયરે. ભૂલી.
પૂછે ઉંચા દ્રૂમને, તારી ગગને ગઈ ડાળરે;
તરુવર જો મારી વતી, કહીં દીસે ભૂપાળરે. ભૂલી.
પર ઉપકારો સદા તમો, વળી શીતળ તારી છાંયરે;
નૈષધનાથ કયહું દીઠડા, જોઉં છૌં વનમાંયરે. ભૂલી.
તરૂ ઉત્તર આપે નહીં, તેમ તેમ રાણી રોયરે;
પુણ્યશ્લોકે જયારે પરહર્યાં, શત્રુ થયાં સર્વ કોઈરે. ભૂલી.
અજગર પડયો છે વાટમાં, વિકાસી મુખ ભાગરે;
દમયંતીએ જાણ્યું નહીં, તેના મુખમાં મૂકયો પાગરે. ભૂલી.
ચરણ ગળ્યો જાનુ લગી, વિષ ચઢી ગયું શરીરરે;
પડી ભોમ સાદ નળને કરે, મુખે પાડી રીકરે. ભૂલી.
અજગર આનંદ પામીઓ, ભલું જડયું ભક્ષરે;
વૈદર્ભી ઘણું વલવલે, ઉંચા ચઢી ગયાં ચક્ષરે. ભૂલી.

કંઠે બધાઇ કાચકી, મુખે પડીઓ શોષરે;
મરણ સમે મૂક નહીં, હૃદે રસના પુણ્યશ્લોકરે. ભૂલી.
રોતી રાણી સાંભળી, પારધી આવ્યો ધાઈરે,
પગ દીઠો અજગર મુખમાં, તેણે શ્યામાને સાહીરે. ભૂલી.
પારધીએ અજગર મારીઓ, કોહોવાડાને ઘાયરે;
જત્ન કરીને મૂકાવીઓ, નળપત્નીનો પાયરે. ભૂલી.
વૈદર્ભીને વિષ ચઢયું નહીં, છે વાસત્રનું વરદાનરે,
કરતલ વાસ સુંના તણો, દેહી રહી પરમ નિધાનરે. ભૂલી.

પ્રેમાનંદ

*

૧૫

## પ્રાર્થના

[ પદ–ભૈરવી કે દેશી ]

અરજ સુણો અવિનાશી, અમારી અરજ સુણો અવિનાશી–ટેક.
આપ દયાળ અમે સૌ બાળક, એક તમારી આશ—અમારી.
વાંક કરે બાળક તો બહુએ, થશો ન લેશ ઉદાશ—અમારી.
ભણતર ભણવા ભેળાં થઇએ, કરશો નહિજ નિરાશ—અમારી.
શુભ ગુણ લઈએ સહુએ સમજી, ન રહે લેશ કચાશ—અમારી.
આપ શુભ મતિ સદ્‌ગુણ સાથે, સહુમાં થાય સમાસ—અમારી.
નિર્મળ મનમાં નિશદિન રહીએ, પ્રસરે જેમ સુવાસ—અમારી.

સુખથી એવું માગી લઈએ, અંતર થાય ઉજાસ—અમારી.
આપ તણો આધાર મળ્યાથી, હૈયામાં છે હાશ—અમારી.
ન રહે લેશ કુધારો કદી પણ, સુખનો થાય ન નાશ—અમારી.

કેશવકૃતિ

*

૧૬

## રામ રમકડુ

રામ રમકડું જડિયું રે રાણાજી,
મને રામ રમકડું જડિયું. ટેક.
રૂમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું,
નહિ કોઇને હાથે ઘડિયું. રાણાજી.
મોટા મોટા મુનિવર મથી મથી થાક્યા,
કોઈ એક વિરલાને હાથે ચડિયું રે. રાણાજી.
સુન શિખરનારે ઘાટની ઉપર,
અગમ અગોચર નામ પડિયું રે. રાણાજી.
બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
મારૂં મન શામળિયાશું જડિયું રે. રાણાજી.

મીરાંબાઇ

*

૧૭

# હિન્દનું ભવિષ્ય

[ ગરબો ]

માજી હવે ઉજળી થાશે રાત અંધારી આથમી રે લોલ,
વ્હાણલાં વાશે થાશે પ્રભાત દુ:ખડાં જાશે શમી રે લોલ.
માજી તારા ઘાયલ પુત સપુત સુતેલા જાગશે રે લોલ,
માજી થાશે ઝાઝો ઝંપાપાત જાતસુખ ત્યાગશે રે લોલ.
જાગશે દાન દયાના વીર ધીર વીર જાગશે રે લોલ,
જાગશે સાવજ ચિત્તા વાઘ કેશરી ત્રાડશે રે લોલ.
વરસશે સ્વાતિના વરસાદ આકાશથી આવશે રે લોલ,
માજી બે છીપે મોંઘે મૂલ મોતીડાં પાકશે રે લોલ.
જાગશે રામ વિનામાં રામ ગર્વગંજન થશે રે લોલ,
જાગશે જાગશે જાદવચંદ્ર અધમ ઉદ્ધારશે રે લોલ.
જાગશે કર્ણાર્જુન થઈ એક ધનુર્વેદ ધારશે રે લોલ,
જાગશે ભીમ અને ભડ ભીષ્મ લીધાં પણ પાળશે લોલ.
જાગશે મેવાડી ભડવીર પ્રતાપનાં પણ ઘણાં રે લોલ,
માજી એને યુગયુગના અપવાસ કરશે પારણાં રે લોલ.
જાગશે શિવાજીનાં સેન ધરતી ધ્રુજાવશે રે લોલ,
જીતશે કુડકપટના ખેલ કુડ ત્યાં ધૂળ થશે રે લોલ.

માજી તારી કુખનાં કીર્તિગાન ગૌરવ ગાજશે રે લોલ,
માજી તારાં દૂધમલ પીશે દૂધ દૂધ દીપાવશે રે લોલ.
મંદ મૃદુ હિમાળાંના વાય ઉત્તરના વાયા જશે રે લોલ,
માજી, જશે, રાગ દોગ શોકના થોક શીતળતા શાંતિ થશે રે લોલ.
ઝરશે અમી ઝરણાં વરસાદ ભૂમિ ભિંજાવશે રે લોલ,
કયારડે કલ્પતરૂનો પાક કણના કળશી થશે રે લોલ.
માજી એવા મોં માગ્યા વરસાદ કુંદનના વરસશે રે લોલ,
આવતી, સાગરિયાની છોળ રતનચોક રેલી જશે રે લોલ.
માજી તારા ભાગ્ય–સવિતા ભર્ગ સિંચતો ચડતો જશે રે લોલ,
પ્રભુજીના શરદપુનમના ચંદ્ર સમો મધ્ય સ્થંભી જશે રે લોલ.
માજી તારૂં ભારત બનશે સ્વર્ગ નંદનવન ઝાંખાં થશે રે લોલ,
માજી તારા જય જય જય જયકાર જગત ત્રણ ગાજશે રે લોલ.

વિહારી

*

૧૮

# રેંટીયો

(ભજન)

સ્વતંત્રાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિરે,
વહાલો મારા રેંટીયો હોજી.

જેના ગુંજનમાં રામ કેરાં નામ,
જીવન કેરી શકિતરે, જન્મભૂમિની ભકિતરે,
એ તો એકજ રેંટીયો હોજી—સ્વતંત્રતાની.
પરદેશી પરતંત્રતા તોડે પળની માંહ્ય,
દે આર્થિક સ્વતંત્રતા શીળી સુખની છાંય;
નિર્ધનીઆંનો બેલીરે,
એતો એકજ રેંટીયો હોજી—સ્વતંત્રતાની.
સુતર કેરે તાંતણે સહજે મળે સ્વરાજ,
જેનાં બળથી હિંદના સુધરે સઘળાં કાજ;
રૂપાળો રઢિયાળોરે,
વહાલો મારો રેંટીયો હોજી—સ્વતંત્રતાની.
સુદર્શન ચકકર સમું સર્વ શકિતનું પૂર,
જેમાં ગૂઢ રીતે ભર્યું સો સૂરજનું નૂર;
એવો પ્રૌઢ પ્રતાપીરે,
વહાલો મારો રેંટીયો હોજી—સ્વતંત્રતાની.
સ્ત્રીજન કેરા શિયળની રક્ષાનો કરનાર,
યોદ્ધાને અવકાશમાં છે શાંતિ દેનાર;
એવો અમાપ ગુણિયલરે,
એ તો એકજ રેંટીયો હોજી—સ્વતંત્રતાની.

સ્વતંત્રતાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિરે,
વહાલો મારો રેંટીયો હોજી—સ્વતંત્રતાની.

સીતારામ શર્મા..

*

૧૯

# ફૂલવાડી.

હૈયું હનુમાનનું ચીર્યું, નિહાળી રામની મૂર્તિ;
હૃદય મારૂં અરીસો છે, ઉઘાડીને ભલે જો તે.

× × × ×

વિયોગે ભૂલાયે પ્રીતિ, જન વૃથા એમ વદતાં;
ભૂલાયે ભુંસાયે પ્રીતિ નહિજ એ સ્વાર્થી સ્નેહનાં.

× × × ×

મર્યું, ખોવાયું, વા ઢળી ગયું કહો કે ઉડી ગયું;
ભજ્યાં ભૂતે ભૂતો, લય નથી થયું એ કબૂતરૂં.

× × × ×

તમારા રાજ્યદ્વારોના ખૂની ભભકા નથી ગમતા;
મતલબની મુરવ્વત જ્યાં, ખુશામદના ખજાના જ્યાં.

× × × ×

અંજલિ ગમગીનીની સદાએ અપ્યાં થકી;
પ્રભુની પામવા પ્રીતિ બિન્દુ હર્ષ તણું વધુ.

× × × ×

છે વૈધવ્યે વધુ વિમળતા વ્હેન સૌભાગ્યથી કૈં;
છે ભક્તિમાં વધુ વિમળતા વ્હેન શૃંગારથી કૈં.

× × × ×

બાપુ આ સૌ સુખ દુઃખ તણી વેઠ નાંખી નથી કૈં,
આ તો બોજો કુદરત તણો માત્ર કલ્યાણકારી.

× × × ×

ટૂંકી દૃષ્ટિ જન હૃદયની અલ્પ ખંડોજ જોતી;
ને તેથી આ સુખદ સરણી દીસતી ડાઘવાળી.—(કલાપી)

× × × ×

ડગલે ડગલે ડુંગરા, વિકટ પ્રેમનો પંથ;
કૃપા કરે શ્રીરામ તો, સંત પામતા અંત.

× × × ×

સિંહમૂછ ભોરિંગમણિ કૃપણધન સતી નાર;
તે જીવતાં પર કર નવ ચઢે, ત્યમ ક્ષત્રી તલવાર.

× × × ×

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ;
ત્યાં લગી તારો જાણજે જ્યાં લગી શ્વાસોચ્છ્વાસ.

× × × ×

દયા છે ઇશ્વરી માયા આ સંસાર કટુ મહીં;
દયામાં બ્રહ્મ—પ્રીતિનું કાંઈ ભાન જનો કરે.

× × × ×

કરે જો કાંઈ તે સુખથી કરજે ને સુખી થજે,
પરન્તુ કાંઇ તું છુપુંછુપું રહીને કરીશ ના;
કરે છે સાચું તું જરૂર સમજી એમ કરજે;
નહિ તો પસ્તાવો દુ:ખમય અગાડી બહુ થશે. (કલાપી)

× × × ×

સંસ્કૃત બોલ્યાથી શું થયું શું પ્રાકૃતથી નાશી ગયું;
ભાષાને શું વળગે ભૂર જે રણમાં જીતે તે શૂર.—(અખો)

× × × ×

હૃદય જો મળ્યું તો બધું મળ્યું;
હૃદય જો નહિ તો નહિ કશું.

× × × ×

તે રાક્ષસોની ઉપર પ્રીતિ રાખવાની!
તે રાક્ષસોની સહ સાચવ દૈવી અંશ!
છે યુદ્ધ તો જગવવું પણ પ્રેમ રાખી!
લોહી લીધા વગર લોહી દઇજ દેવું!

× × × ×

જીવવું જીવ લેઇને આંહી એવી દીસે રીત.
કોઈને દુઃખ દેવાથી તૃપ્તિ કેમ થતી હશે ?

× × × ×

તારૂં તે ના તુજ રહી શકે તૂટશે સર્વ સારૂં;
માટે છોડી "તુજ" "મુજ" હવે દાસ થા ઈશનો તું.

× × × ×

જન્મને જીવનાં કૃત્યો છે આકસ્મિક સૌ અરે !
પાસા ફેંકે જનો સર્વે દા દેવો હરિ હાથ છે.

× × × ×

મચ્યું છે યુદ્ધ બ્રહ્માંડે દેવ દાનવનું સદા;
હણે છે કોઇ તો કોઈ રક્ષાનું કરનાર છે.

× × × ×

વિના શકિત ઇલાજોની દયા તો દુઃખ માત્ર છે;
દયાનાં અશ્રુમાં તોયે ઉંડી કાંઈ મીઠાશ છે.

× × × ×

સુખ દુઃખ ભલે જે હો તે હો ! સુખી મરનાર છે !
મરણ સુખમાં વીત્યું તો શી પછી દરકાર છે ?

× × × ×

અરે ઉંઘ્યો ઝાઝું પણ થઈ પુરી છે રજની આ;
નવા સૂર્યે પૂર્યું નવીન અજવાળું હૃદયમાં.

× × ×

ગમે તેવી નાની કૃતિ અસર વિના નવ રહે;
ગમે તેવું નાનું જન શુભ બહુએ કરી શકે.

× × × ×

દયા જો કે છેદી દુ:ખી દીલ તણાં ના દુઃખ શકે;
નકી પંપાળીને જીગર હલકાં તો કરી શકે.

× × × ×

પુત્રીને ગૃહને નાણે જેવારો ના થયો કદિ;
પિતૃની ને પ્રભુની કૈ દષ્ટિ તીખી તહીં નકી.

× × × ×

કોઇના એ દુ:ખોમાં છે યોગ્ય ના સુખ પામવું;
ભરેલાં તો પ્રભુનાં છે તેનું માનજ રાખવું.

× × × ×

દર્દથી જે મળે તે કૈં દર્દની વાતથી મળે;
દર્દોની હા કથામાં તો દર્શનો પ્રભુનાં જડે.—(કલાપી)

*

૨૦

## ઊખાણા

કાળા કાળા કાકાજી, ઠગારાના પીર,
ગામ ગામ ઠામ ઠામ ખાય જાય ખીર?—કાગડો.

કાળી કાળી કંકુબાઈ, આંબા ડાળ ડોલે,
ઉનાળામાં ફરી ખાતી, મીઠા ટહુકા બોલે?—કોયલ.

કાળો ઘોડો લાલ લગામ,
પકડવા દે પણ બેસવા ન દે?—દીવો.

શિંગ સહિત જે જનમીઓ, જોબનમાં શિંગ જાય,
જોબન ફીટીવૃદ્ધ થયો, શિંગ ફરીને થાય?
—બીજનો ચંદ્ર.

ચતુરા ચંચળ ચાલતી, થાકી ગઈ દશ દિશ,
પાછી લાગી દોડવા, જયારે છેદ્યું શીષ?—કલમ,
જીવ વિનાનું જાનવર, દો મુખ પ્રત્યક્ષ દીઠ,
પીઠ ખવરાવી પીટીએ, બોલે મધુરૂં મીઠ?—મૃદંગ.

નામ જોતાંમાં નાર, અંતરિક્ષ અવનીપર સાંધી,
વિના ગુ'ને વણ વાંક, રહે લોહ સાથે બાંધી;
માનવ જણ બે ચાર, ચઢી હૃદયા પર બેસે,
આધી પાછી જાય; ફરી ઠેકાણે બેસે;
ચીસો નાંખે ચોમુખે, દયા ન આણે દેહમાં.
પંડિત હશે તે પારખે, નર નારીના નેહમાં?

હિંડોળાખાટ

ઉત્તમ કુળથી નીપજી, તાત તણો જે તાત;
તેની સાથે વિવાહ કર્યો એ સમજો સજ્જન વાત ?'

છાશ.

*

૨૧

# કહેવતો

સોનાની સાંકળમાં લોઢાનો ખીલો. વિંધ્યું તે મોતી.
શેરડીનો સાંઠો છેડા સુધી ગળ્યો હોય ? ચડે તે પડે.
ઉજળું એટલું દૂધ નહિ. પીળું એટલું સોનું નહિ.
મન હોય તો માળવે જવાય. ડુંગરા દૂરથી રળીયામણા.
ઓટીમાંનો હારે ને મુઠીમાંનો જીતે. વાડ વેલાને ખાય.
બાંધી મુઠી લાખની ઉઘાડી વા ખાય. ઠીકરી ઘડાને ફોડે.
પાવલાની પોરી, પોણાનો થર, નાતરે ગઈ ત્યાં ભાડાનું ઘર.
ગરથ ગાંઠે ને વિદ્યા પાઠે. ઘઉં ગણે તે માંડા ભૂલે.
ખોદે તે પડે ને વાઢે તે વહે. પાઘડીનો વળ છેડે.
સુંઠને ગાંગડે ગાંધી ન થવાય. ઘરડા વિના ગાડું ન ચાલે.
નગારાની ધુનમાં તતુડીનો અવાજ કોણ સાંભળે ?
ચોરીમાંથીજ ચચર્યું. રાહનાં ગાડાં તે કંઇ રસ્તે રહે ?
પહેલે કોળીએજ માખ. બાવો નાચ્યો તેમ બોડકી નાચી.

ઘેર ઘેર કાદવના ચુલા. નબળા બળદને બગાઈઓ ઘણી.
શેઠની શીખામણ ઝાંપા સુધી. ઘરડી ગાયને ડોક ડણું.
ચોરના ભાઇ ઘંટી ચોર. મહાદેવના ગુણ પૂજારી જાણે
શેરડીવાળાનો સાક્ષી ગંડેરીવાળો. કુતરાની પૂછડી વાંકી
કાચો સારનાર ને કીકા સરાવનાર. મુરખ માથે શિંગડાં.
ઉસો આપનારને મુસો લેનાર. પાણી પીને ઘર પૂછવું.
ગોળ ખાય ગુલબો ને મારખાય દુલભો. હૈયે તેવું હોઠે.
સાપનો કરડયો તણખલાંથી ડરે. ઘી ઢળયું તો ખીચડીમાં.
દોરડી બળે પણ વળ નહિ જાય. આંધળામાં કાણો રાજા,
નાક કટ્યા તો કટ્યા પણ ઘી તો ચટ્યા. કુહાડામાં હાથો.
વાંકી આંગળી વગર ઘી નહિ નીકળે. પોથીમાંનાં વેંગણાં.
દૂધ પાઈને સાપ ઉછેરવો. આંગળી આપતાં પોંચું લે.
ઉંટ મૂકે આંકડો ને બકરી મૂકે કાંકરો. હાથે તે સાથે.
વરમાંથી ઘર થાય, ઘરમાંથી વર નહિ થાય.

ટકાની તોલડી તેર વાનાં માગે. હીરાની પરખ ઝવેરી કરે.
જે દુઃખે જોગી થયા, તે દુઃખ તો આગળ રહ્યાં.
ઘણો ડાહ્યો ત્રણ ઠેકાણે ખરડાય. કોહ્યું ત્યાંથી કાપવું.
લેને ગઇ પુત ને ખોઇ આવી ખસમ. જાગ્યાં ત્યાંથી સવાર
મુરખ મિત્ર કરતાં દાનો દુશ્મન સારો. ઉંટનાં અઢારે વાંકાં.

મરદની મસાણે જવું સારૂં પણ નામરદની જાને જવું ખોટું.
નાદાનકી દોસ્તી જીવકા જાન. કોલી કાકડીથી રાજી.
ગોળે મરે તેને ઝેરે નહિ મારવો. રામ નામે પત્થર તરે.
રાજા, વાજાં ને વાંદરાં નચાવ્યાં નાચે. ચોરની ચાર.
બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી.
મીયાં પડયા પણ ટંગડી ઉંચી. અન્ન તેવા ઓડકાર.
તાડ ચડનારને ટેકો કયાં સુધી ? દુધમાં ને દહીંમાં પગ.
ફરતા ફરતી છાંયડી, ભરતી પછી ઓટ.
મનને ભાવે તે જગતને ભાવે. પટેલની ઘોડી પાદર લગી.
ભીખનાં હાલ્લાં સીંકે ન ચઢે. મા મને કોઠીમાંથી કહાડ.
નેવનાં પાણી કંઇ મોભે ચડે ? ખાલી ચણો વાગે ઘણો.
દીવો સળગાવતી આવું ને ઘર ભંગાવતી આવું.
નવો નિશાળીઓ નવ દહાડા ઘણું કરે તો દશ દહાડા.

*

# શ્રીરામનામસંકીર્તન

| | |
|---|---|
| शुद्ध ब्रह्म परात्पर | राम |
| कालात्मक परमेश्वर | राम |
| शेषतल्पसुखनिद्रित | राम |
| ब्रह्माद्यमरप्रार्थित | राम |

चण्डकिरणकुलमंडन राम
श्रीमद्दशरथनंदन राम
कौशल्यासुखवर्धन राम
विश्वामित्रप्रियधन राम
घोरताटकाघातक राम
मारीचादिनिपातक राम
कौशिकमखसंरक्षक राम
श्रीमदहल्योद्धारक राम
गौतममुनिसंपूजित राम
सुरमुनिवरगणसंस्तुत राम
नाविकधावितमृदुपद राम
मिथिलापुरजनमोहक राम
विदेहमानसरञ्जक राम
त्र्यम्बककार्मुकभञ्जक राम
सीतार्पितवरमालिक राम
कृतवैवाहिककौतुक राम
भार्गवदर्पविनाशक राम
श्रीमदयोध्यापालक राम

*

त्वमेव माता च पिता त्वमेव ! त्वमेव बंधुश्च सखा त्वमेव !
त्वमेव विद्या द्रविणं त्वमेव ! त्वमेव सर्वं मम देव देव ॥

(તમેજ માતા છો અને તમેજ પિતા છો. તમેજ બંધુ છો અને મિત્ર પણ તમેજ છો. તમેજ વિદ્યા છો અને દ્રવ્ય પણ તમેજ છો. હે દેવના પણ દેવ તમેજ મારૂં સર્વસ્વ છો.)

## બાલ-વાડી [ભાગ ૧લો]

રાષ્ટ્રીયશાળાઓના બાળવર્ગ અને પહેલા ધોરણ માટે કવિતાનો સંગ્રહ કિં. ૦-૧-૬

## બાલ-વાડી [ભાગ ૨જો]

બીજા અને ત્રીજા ધોરણ માટે કવિતાઓનો સંગ્રહ
કિં. ૦-૨-

## બાલ-વાડી [ભાગ ૩જો]

ચોથા અને પાંચમા ધોરણ માટે કવિતાઓનો સંગ્રહ
કિં. ૦-૪-

## મહાત્મા ગાંધીજીના જીવનના કેટલાક પ્રસંગો:-

દરેકે વાંચવા લાયક પુસ્તક ૦ ૪ ૦

## બાલ પ્રાર્થના;—

સુંદર સુંદર પ્રભુ પ્રાર્થનાઓનો સંગ્રહ કિં. -૧-૩

## લોકગીત:—

સંગ્રાહક, સ્વ. ભાઈ રણજીતરામ વાવાભાઈ કિં. ૦-૧૦-૦

## વીસમી સદીની ગુલામી:—

(મહાત્મા ટૉલ્સ્ટૉય કૃત) કિં. ૦-૮-૦

મળવાનું ઠેકાણું—

## અનુલેખનમાળા મણકો ૧ થી ૬ સુધી

દરેકની કિં. ૦-૧-૬

નવયુગ પ્રકાશન મંદિર
લીમડાચોક—સુરત

નવયુગ મુદ્રણાલયમાં પરાગજી ખંડુભાઈ દેસાઈએ છાપી